# ઘાશીરામ કોટવાલ



"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ-મુંબઈ.



દિવાન સાકરરામ દલપતરામ

જન્મ ઈ. સ. ૧૮૨૫ મરણ ઈ. સ. ૧૮૯૧

# ઘાશીરામ કોટવાલ

શાકેરરામ દલપતરામ

(આવૃત્તિ ૨ જી)

ગુજરાતી પ્રિંટિંગ પ્રેસઃ મુંબઈ: ૧૯૧૧.

કિંમત રૂ. ૦–૮–૦

## શેઠ કરસનદાસ માધવદાસ, જે. પી.

સાહેબ,

આ પુસ્તક આપને અર્પણ કરી મેં આપનું નામ પ્રગટ કર્યું છે. તેપરથી તમારા મનમાં મારું મોટું સાહસિકપણું દેખાશે. જોકે મારી તમારી એક બે વખત મુલાકાત થઇ છે, તોપણ હું એમ નથી કહી શકતો કે, મારે તમારી સાથે મિત્રાચારીનો દાવો છે. એ છતાં આપની વર્ત્તણુક પહેલાંથી જ જે લોકોના જોવામાં આવી છે, તેમાંનો હું પણ એક છું ને તે ઉપરથી આપની લાયકી વિષે ઘણો ઉંચો વિચાર રાખું છું. હિંદુ લોકોમાં સુધારો અને સ્વતંત્રપણું દાખલ કરવાના વિચારથી જે લોકોએ આગેવાન થઇ બુદ્ધિવર્ધક સભા સ્થાપી, તેમાં તમે પણ સામેલ હતા. એ સભાના કારભારનું કામ એક વખતે આપને હાથ આવ્યું હતું, તે આપે કેટલાક વર્ષસૂધી ઘણી ખુશીથી બજાવ્યું. પોતાની મોટી મતલબ પાર પાડવાને એ સભાએ જે જે યત્નો કીધા, તેમાં આપે આગેવાની કરી છે. એ સભાની સ્થાપેલી નિશાળનું ઉપરીપણું તમોએ લાંબી મુદતસૂધી ચલાવ્યું છે. તેનાં ચોપાનિયાના અધિપતિનું કામ કર્યું છે અને એ સભા જ્યારે ભેળી થતી ત્યારે તેમાં સારા રસીલા રસાલા વાંચ્યા છે. વ્યાપારનું કામ શરુ કર્યાથી એ સભાના કામમાં કેટલેક દરજજે તમારાથી આગેવાની કરી શકાઇ નહિં ખરી, તોપણ એનું કલ્યાણ કરવાની જે તમારી ઇચ્છા, તે ક્ષણુમાત્ર પણ કમી થઇ નહોતી. સલાહ અને પૈસાના કામથી આપ એ સભાને મદત કરતા રહ્યા છો. કેળવણી અને મુખ્ય કરી સ્ત્રી કેળ-વણીને તમારી તરફથી ઘણો સારો ટેકો મળ્યો છે. એ ખાતાંને તમે જે જૂદી જૂદી રીતે મદત કરી છે, ને તેનો ફેલાવો કરવાને જે હોંસ બત-લાવી છે, તે ઉપરથી સાફ માલુમ પડી આવે છે કે, એ વિષય આપને ઘણો પ્યારો છે. હિંદુસ્થાનની દેશી સ્ત્રીઓમાં સુધારાનો ફેલાવ કરવાને તથા તેઓની સ્થિતિ સુધારવાને જે યત્ન થાય છે, તેના ઉપર તમારી સારી દૃષ્ટિ છે, અને તેને તમે ઘણા સખી દિલથી ટેકો આપ્યો છે. ખરેખરું જોઇએ તો આપનું દિલ આ વિષય કરતાં કોઇપણ બીજા વિષય ઉપર વધારે હોય એમ જણાતું નથી. હિંદુઓની નીચ અને ધિક્કારવા જોગ સંસારી હાલત, ને તેથી પણ વધારે ધિક્કારવા જોગ તેઓના વહેમ અને અનીતિ મશહુર છે. તમો પહેલાંથી જ આ દુર્ગુણની સામે થયા છો અને એ દુર્ગુણ નાબુદ કરવાને તમે જે જે કીધું છે, તે હું બધું લખું તો

ઘણું લંબાણ થઈ જાય; માટે મારે એટલું જ કહી સંતોષ પામવું જોઈએ કે, સંસારી હાલતના સુધારાનો નીતિનો અને સ્વતંત્રપણાનો આપના કરતાં કોઈ પણ બીજો મોટો મિત્ર નથી. એ કારણસર તમને જે જે ખમવું પડ્યું છે, તેનો દશમો ભાગ પણ કદાચ બહારના લોકો જાણતા નહીં હોય. પણ શેઠજી, તમારી ઘણીએક ગુપ્ત સખાવત તથા ગરીબ મિત્રોને વખતસર આપેલી મદત અને એ શિવાય એવાં બીજાં કામો વિષે બોલવાને મને વખત નથી. આ બધું ધ્યાનમાં લેતાં આપણી યુનિવર્સિટીની વાર્ષિક ગઇ સભામાં આપણો નામદાર ગવર્નર જે બોલ્યો છે, તે ઘણું યોગ્ય અને યથાર્થ માલુમ પડે છે: ગવર્નર સાહેબે કહ્યું કે, "મિસ્તર કરસનદાસ માધવદાસે લાંબી મુદત સૂધી પોતાની જાતને ખરચે હિંદુસ્થાનના સુધારા, દાન અને સત્યતાની સાથે પોતાનું નામ ચુસ્ત રીતે જોડ્યું છે." દરેક માણસ જેણે તમારી જાહેર વર્ત્તણુક નિષ્પક્ષપાત રીતે જોઈ હશે, તે સર બાર્ટલ ફ્રિયરે જે આવી સુંદર રીતે વિચાર આપ્યા, તેની સાથે ઘણી ખુશીથી એક મત થયા, વગર રહેશે નહીં. હવે શેઠજી એક જ બોલમાં કહેવાની રજા લઉં છઉં કે, તમારું નામ આ રીતે આલમની આગળ મૂકવામાં મારું મુખ્ય કારણ એ છે કે, આપનો દાખલો બીજા ધારણ કરે. અમારે તમારા જેવા મિત્રોની જરૂર છે, અને હું આશા રાખું છું કે, હિંદુ શેઠિયાઓમાંથી ઘણાક તમારી ચાલનો દાખલો લઇ તમે જેમ દેશને લાભકારી થયા છો, તેમ તેઓ પણ થાય. સર્વશક્તિમાન્ ઈશ્વર તમારી આયુષ્યવૃદ્ધિ કરે અને સર્વ પ્રકારનાં સુખ તમોને બખશે, એવી મારી પ્રાર્થના છે.

સુરત, તા૦ ૧૭ જુલાઇ, ૧૮૬૫.

સાહેબ, તમારો આજ્ઞાંકિત સેવક,

**શાકેરરામ દલપતરામ.**

To

KARSÁNDA'S MA'HADHAVDA'S ESQUIRE, J. P.

&c. &c. &c.

Sir,

You may think it very presumptuous in me to drag your name before the public by dedicating the following pages to you. Although I have had the pleasure of meeting you on one or two occasions, yet I can hardly claim personal acquaintance with you. I am, however, one of those who have watched your career from the very first, and who in consequence have formed a high estimate of your character. You were one of the leading persons who have founded the *Budhi-Vardhak Sabha*, whose main object was to intorduce light and liberty into our Hindu community. The Secretaryship of the *Sabha* at one time devolved upon you, and you cheerfully discharged its duties for several years. In every measure the *Sabha* took for carrying out its great object, you took an active part. You superintended regularly for a long time its school—edited its pamphlet—and prepared papers for its periodical meeting. On entering upon mercantile business, you were obliged to a certain extent to cease taking an active part in the affairs of the *Sabha*, but your interest in it flagged not for a moment. By your advice and purse, you helped on its operations. The cause of education, especially of females, has ever been warmly supported by you. The various ways in which you have aided this cause, and the interest you have manifested in its progress, have clearly shown how dear it is to your heart. The efforts making for the enlightenment and elevation of the women of India, have met with your cordial sympathy; and yon have seconded them most liberally. In fact, there seems to be no object upon which your heart is so much set as upon this. The depressed and degrading state of social life among the Hindus; and the still more dis-

graceful superstition and immorality permeating this community, are notorious. You have from the very first set your face against these evils; and were I to mention all that you have done to root them out, it would take up much greater space than at my command. I shall therefore simply content myself by saying that the cause of social reform and progress, and of liberty and morality, has not a greater friend than yourself. Perhaps the outside world does not know the one tenth of the sacrifices you have made in its behalf. But, Sir, time will fail me to speak of your numerous but unostensible charities, the timely aid given to poor friends, and many of her acts of a similar nature. In view of all this, the words of our worthy Governor in the meeting of the last Convocation of the University appear most just and appropriate. His Excellency said, "Mr. Karsandas Mahadhavdas has by a "long and consistent course of self secrifice inseparably "connected his name with the cause of truth, enlighten-"ment, and civilization in India." Every person who has watched your public career with an impartial eye, will heartly endorse the opinion so elegantly expressed by Sir Bartle Frere.

And now, Sir, permit me to say in a single word that my chief reason in thus bringing forward your name before the public is that your example may be followed by others. We need friends like you, and I pray that many among the Hindu Shetts will catch your spirit, and make themselves useful to their countrymen as you have done. That the Almighty may spare you long, and bless you with every blessing is the ardent prayer of

Your obedient servant,

SHA'KERRA'M DALPATRA'M.

*Surat*, *17th July*, *1865*.

# દિવાન સાકરરામ દલપતરામનું સંક્ષિપ્ત જીવનવૃત્ત.

ગુજરાતી ગદ્યસાહિત્યના વિકાશના પ્રારંભ કાલમાં જેઓએ ગદ્યસાહિત્યમાં પોતાનો વિભાગ આપ્યો છે, તેમાંના એક આ ગ્રંથના ભાષાંતરકર્તા દિવાન સાકરરામ, તે મુંબઇના એક જાણીતા નાગરિક, સંસાર સુધારક, લેખક, તથા લોકપ્રિય ડા. ધીરજરામના વડીલ બંધુ હતા. એમનો જન્મ ઈ. સ. ૧૮૨૫, સંવત ૧૮૮૧ ના આષાડ વદ ૫ મે સુરત નગરમાં થયો હતો. એઓ જ્ઞાતે વાલ્મિક કાયસ્થ હતા. એમના પિતાનું નામ દલપતરામ અને માતુશ્રીનું નામ શોભાગવરી હતું. શોભાગવરીને ત્રણ પુત્ર અને બે પુત્રીઓ હતાં: વડીલ સાકરરામ, વચલા ડા. ધીરજરામ, અને નાના ગીરધરલાલ. એમના પિતા, સાકરરામની ૧૬ વરસની નાની ઉમર હતી ત્યારે મરણ પામ્યા હતા, તેથી શાળામાં જઈ વિદ્યા સંપાદન કરવાના માર્ગમાંથી ખસી, સુરતના નાજરને ત્યાં પોતાના પિતાની હરરાજી કારકુનની જગ્યા લઈ, ઉદર પોષણાર્થે ભાગ્યોદયનું પ્રથમ સાધન હસ્તગત કર્યું. ડા. ધીરજરામે, જ્યારે ધર્મચુસ્ત હિંદુઓમાં વૈદક જ્ઞાન સંપાદન કરવાને મેડીકલ કોલેજમાં જઈ 'હાફકાસ્ટ' થવાનો મોટો બાધ ગણાતો હતો ત્યારે, તે કોલેજમાં દાખલ થઈ જી. જી. એમ. સી. ની પદવી સંપાદન કરી હતી. દિ. સાકરરામને કલેકટરી ખાતામાંથી વધતા વધતા દાસરાના મામલતદારનો ઓદ્દો મળ્યો, પણ દુર્ભાગ્યે ત્યાંનાં હવા પાણી અનુકુલ ન પડવાથી સુરત બદલી કરાવી, પોલીસ સુપ્રીન્ટેન્ડંટ મી० બારના હાથ નિચે સીરેસ્તદારી કબુલ કરી. જાતી મહેનતના બળે અને તીવ્ર બુદ્ધિના યોગે, સરકારી ખાતામાં એમની કદર પીછાણવામાં આવી. એઓ ખેડા તથા નડીયાદના ફોજદાર તરીકે આગળ વધ્યા; અને ત્યાંથી પણ આગળ વધી વડોદરાના દેશી રાજ્યમાં દાખલ થયા, અને શ્રીમાન ગાયકવાડ ખંડેરાવના મરણ પર્યંત તેમના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે કામ બજાવ્યું હતું. ખંડેરાવના મરણ પછી રાધનપુરના સર ન્યાયાધીશ તરીકે નોકરી લીધી, અને આ નોકરી તેમની છેલ્લી નોકરી હતી. પવિત્ર મનથી ને પ્રામાણિકપણાથી ઉપરીઓને પૂર્ણ સંતોષ આપી બજાવેલી આ સર્વ નોકરીના અનેક પ્રમાણપત્રો એમના પુત્ર ડા. વજેરામ પાસે હૈયાત છે. તે ઉપરથી જણાય છે કે તેઓ પોતાના કાર્યમાં કુશળ તથા નીતિના એક દૃષ્ટાંતરૂપ હતા.

એક પછી એક ચઢતી પદવીની નોકરી કરવા સાથે એઓ વિદ્યાના ઉત્તમ વ્યસની હતા. ગુજરાતી સાહિત્યની બાલ્યાવસ્થામાં, તેમજ આડંબર કરનારા સાક્ષરોના જન્મ પૂર્વે, વિદ્યા સંપાદન કરવાની પોતાની રુચીને તૃપ્તિ પમાડવા એમણે મોટે ભાગે મરાઠી, ફારસી, તથા હિંદુસ્તાની ગ્રંથોનું બહુ સારું અવલોકન કરેલું જણાય છે. તેના ફલરૂપ "ઘાસીરામ કોટવાલ" નામનું આ નાનું રમુજી પુસ્તક પ્રથમ ઈ. સ. ૧૮૬૫ માં પ્રગટ થયું હતું, અને તે વખતે એ પુસ્તક લોકોમાં એટલું બધું પ્રિય થઈ પડ્યું હતું કે ઘાસીરામની રમુજી વાતો આબાળવૃદ્ધ સ્ત્રીપુરુષ સર્વે હોંશેહોંશે વાંચતાં હતાં. ઘાસીરામ કોટવાલના લોકોમાં પ્રસાર થવાથી અને પ્રિય થવાથી એઓ વિશેષ લખવાને ઉત્તેજીત બન્યા. 'બાગો બાહર અથવા ચાર દરવેશનો કીસ્સો,' અને જાતી અવલોકન તથા અંગ્રેજી પુસ્તકોના આધારે "મુંબઈનો ભોમીઓ," એ નામનાં પુસ્તકો બહાર પાડ્યાં. ગુજરાતમાં જ્યારે મુંબઈ એક દેવતાઈ નગરી તરીકે પ્રસિદ્ધ હતું ત્યારે એ ભોમીઓ બાહરગામથી આવનારાઓને ભોમીઆરૂપ થઈ પડતો. એમનો ચોથો પ્રસિદ્ધ કરેલો ગ્રંથ "સિંહાસન બત્રીસી" ની વાર્તાનો છે. એ ચારે ગ્રંથો એમના સમયમાં જ લોકમાં સારા સત્કારને પામ્યા હતા. એક બીજા કાયસ્થ વિદ્વાન ગૃહસ્થ મી. વકીલના તંત્રીપણા નિચે "મેલાવડા" નામનું એક માસિક પત્ર પ્રગટ થતું હતું, જેના સાકરરામ મુખ્ય લેખક હતા. નવીન ગુજરાતી ગદ્યલેખનના ઉદયકાળમાં જે ઉત્સાહી પુરુષોએ પોતાનો ફાળો આપ્યો છે, તેમાં સ્વર્ગવાસી એક હતા, એમ કહેવામાં જરાએ હરકત નથી. એમની ભાષાશૈલી બહારની ટાપટીપ વગરની, તાલમેલીઆ ઠાઠ માઠ વગરની, સ્વચ્છ અને સાહજિક છે.

એમનું મરણ ઈ. સ. ૧૮૯૧ ના મહાવદ ૧૪ ને દિને ૬૫ વરસે થયું હતું.

એમની કુટુંબકથામાં ડા. ધીરજરામે મહારાજ લાયબલ કેસમાં યાદગાર સાક્ષી આપી છે; અને સુધારામાં બહુ આગળ પડતો ભાગ લીધો હતો. સાહિત્યસેવામાં તેમના બનાવેલા (૧) ગુજરાતી કેમીસ્ટ્રી અને એનેટામી, (૨) સંસ્કૃત વ્યાકરણ, (૩) સર્વોપયોગી સૂચના, અને છેલ્લું (૪) સ્ત્રી ઉપયોગી સૂચનાના બે ભાગ છે. ઉપરાંત જાહેર છાપામાં ઘણા લેખો આપ્યા છે. તેમજ જાહેર સભામાં ભાષણો પણ આપ્યાં છે. સ્ત્રી ઉપયોગી સૂચના અને સર્વોપયોગી સૂચના એ પુસ્તકો આજે મલતાં નથી, તોપણ બહુ ઉપયોગી છે. એમના સૌથી નાનાભાઈનું નામ ગીરધરલાલ હતું. જેમના પુત્ર રા. ઉમેદરામ હાલમાં એલફીન્સ્ટન હાઈસ્કુલમાં શિક્ષક છે. બાઈ શોભા-

ગવરીની બે પુત્રીમાંની એક સુરતના મીઠારામ દિવાનજીના કુટુંબમાં આપી હતી, અને બીજી રતનલાલ દફ્તરીને વરી હતી. એ સ્ત્રીને પેટે ડા. ગીરધરલાલ તથા સોલીસીટર કીશનલાલનો જન્મ થયો છે. ડા. ગીરધરલાલ ઈન્ડિયન મેડીકલ સરવીસમાં પ્રથમ ગુજરાતી તરીકે પાસ થયા છે, અને તેઓ હાલમાં વિલાયતમાં વસે છે. રા. કીશનલાલ દફ્તરી એક જાણીતા સોલીસીટર અને સંસારસુધારક તરીકે પ્રસિદ્ધ છે.

આ પુસ્તકના કર્તા રા. સાકરરામને બે પુત્ર અને બે પુત્રી હતાં. વડા પુત્ર રા. ઠાકોરદાસ, અને બીજા ડા. વજેરામ છે. ડા. વજેરામ આજ ૨૪ વરસ થયાં મુંબઈમાં એક પ્રખ્યાત ડાકટર તરીકે પોતાનો ધંધો ચલાવે છે. એક સુધારક તરીકે રા. સાકરરામે પોતાની એક પુત્રીને એલેકઝાન્ડ્રા ગર્લ્સ સ્કૂલમાં ઉંચ્ચું જ્ઞાન સંપાદન કરવાને મુકી હતી, જે તે કાળમાં મહત્વનો બનાવ હતો.

ડા. ધીરજરામને કંઈ સંતાન હતું નહિ. તેઓ અપ્રજ ગુજરી ગયા છે.

ડા. વજેરામે પોતાના પિતાની છબી આપવાની મેહેરબાની કીધી છે, જે મુખપૃષ્ઠની સામે અત્રે આપવામાં આવી છે, અને તેને માટે તેમનો આભાર માનીએ છીએ.

इति शुभम्



# આભાસ.



આ ગ્રંથ આપણા ટાપુની સ્મોલ કોઝ કોરટના ત્રીજા આક્ટીંગ જડજ રાવ બહાદુર મી૦ મોરુબા કાહનોબાજીએ મરાઠી ભાષામાં પહેલ-વહેલો રચ્યો. એ ગ્રંથ ઘણો રમુજ ભરેલો છે એટલું જ નહીં પણ એમાં બીજી ખુબીઓ ઘણી છે. એમાં વહેમોને તોડી નીતિ સમજાવવામાં જે ગોઠવણ કરવામાં જે બુદ્ધિ ગ્રંથકર્તાએ વાપરી છે, તે ખરેખર ઘણી જ વખાણવા યોગ્ય છે. મુંબઇમાં આવ્યા બાદ મને મરાઠી પુસ્તકો વાંચવાનો સોખ થયો. આગળ મને મરાઠી ભાષાનું કાંઇ જ્ઞાન ન હતું; પણ મારો સોખ તે ભાષા જાણવાનો અત્યંત થયાથી મેં પહેલવહેલાં મરાઠી ભાષાના નાના નાના ગ્રંથો વાંચવા શરુ કીધા. એ ભાષાના અધ્યયનથી મને રસ પડ્યો અને તેથી કરીને તેના અભ્યાસ પાછળ મારું દીલ સર્વકાળ લાગ્યું. એક મિત્રની કૃપાથી મને મરાઠી ભાષામાં મહેરબાન મોરુબાજીનો ગ્રંથ હાથ લાગ્યો. એ ગ્રંથ વાંચી મારું દીલ એ માંહેલી રસીક અને મનહર રચનાથી ઘણું પ્રસન્ન થયું અને વિચાર કરતાં એવું જણાયું કે, આવા ઉત્તમ ગ્રંથને મારી પોતાની ગુજરાતી ભાષામાં કરવાથી એ લીપીના વાંચનારોને ઘણો ફાયદો પ્રાપ્ત થશે, માટે મેં મહેરબાન મોરુબાજી કાહનોબાજીને એ ગ્રંથનો ગુજરાતીમાં તરજુમો કરવા બાબદ એક પત્ર પુને લખી મોકલી તે સાહેબની રજા મંગાવી. મને મરાઠી ભાષાનું થોડું જ્ઞાન હોવાથી આવા ઉત્તમ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરવું પહેલવહેલું ગભરાટ ભરેલું દેખાયું, તોપણ મેં તે હીંમતથી માથે લીધું. મેં જે ભાષાંતર કીધું છે, તે ખરેખરું જોતાં કંઇ બરોબર વાકયે વાકયનો તરજુમો નથી. મારી નજરમાં તેમ કરવાથી મારી સ્વભાષાની ખુબીમાં વિરોધ પડે, એટલા માટે તેમ ન કરતાં મેં મરાઠી લખાણની મતલબ ગુજરાતી ભાષામાં જેમ બન્યું તેમ સલીસ ઇબારતમાં લખવાને બનતી કોશીશ લઇ આ ગ્રંથ તૈયાર કરી ખાસોઆમની રુબરુમાં મૂકયો છે અને ઉમેદ છે કે, વાંચનારાઓએ મારા મરાઠી ભાષાના અલ્પ જ્ઞાનને લીધે આ ગ્રંથમાં રહેલા દોષોપર નજર ન રાખતાં કૃપા કરી મને જોઇતો આશરો આપવાના હેતુથી આ ગ્રંથ સ્વીકારવો.

આ ગ્રંથમાં નીચે લખેલા લખાણ ઉપરથી એ ગ્રંથ જે નામથી ઓળખાય છે, તેની પેદાશ તથા તેના ચાતુર્યનો સહજ ખ્યાલ આવશે.

"હિંદુસ્થાનનો રહેનારો ઘાશીરામ સામળદાસ નામનો એક કનોજીઓ બ્રાહ્મણ, પેશવાઇ શહેર પુનામાં રોજગાર કરવા સારુ આવી રહ્યો હતો. તે પ્રથમ કેટલાક દિવસ સરકાર દરબારમાં જઇ મુત્સદ્દીઓની તાબેદારી ઉઠાવી ઉમેદવારી કરી ગુજરાન કરતો હતો. તેને એક છોકરી ઘણી ખુબસુરત હતી. બાલાજી જનાર્દન ભાનુ ઉર્ફે નાનાફર્દનવીશ તે છોકરીપર ઘણો આશક થયો હતો. તેણે પોતાની બુરી મતલબ પાર પાડવાને ઇરાદે ઘાશીરામને એ શહેરની કોટવાલી બક્ષી. ઘાશીરામે કોટવાલીના હોદ્દાનું કામ ચઉદ પંદર વર્ષ સૂધી કર્યું; પણ તે કાંઇ તારીફ લાયક બજાવ્યું, એવું કહેવાને અમને કાંઇ પણ આધાર નથી. કોટવાલીના અમલના જોરથી માત્ર રૈયત ઉપર જુલમ કર્યો અને લાંચ રુસ્વત લઇ દ્રવ્ય એકઠું કર્યું. જો નાનાફર્દનવીશની એની ઉપર મહેરબાની નહીં હોત તો આટલી લાંબી મુદત સૂધી એવા સખસની પાસે કોટવાલી રહેત નહીં. કોટવાલ સાહેબ તો દિનપરદિન વધારે જુલમ કરવા લાગ્યા. એક દિવસે કેટલાક તૈલંગી બ્રાહ્મણોને એક નાની કોટડીમાં જોર જુલમથી ગડબી દીધા ને તેથી તેમાંના કેટલાકનો જીવ ગયો. આ માઠા બનાવની ખબર માનાજી શિંદે જે માનાજી ફાંકડાને નામે ઓળખાતા હતા, તેને કાને પડવાથી તેણે માધવરાવ નારાયણપંત ઉર્ફે સવાઇ માધવરાવ પ્રધાનને જાહેર કરી. આ વાતથી તે ઘણા ગુસ્સામાં આવ્યા ને પોતાના મનમાં એવો ઠરાવ કર્યો કે, ઘાશીરામને સજા કર્યા સિવાય અન્ન પાણી લેવું નહીં. ઘાશીરામને તાબડતોબ પકડી લાવવાનો હુકમ કર્યો. આ વાતની ઘાશીરામને ખબર પડવાથી તે નાહાસીને નાના ફર્દનવીશના મહેલમાં જઈ સંતાઇ રહ્યો. તેનો જીવ બચાવવાની નાના સાહેબે ઘણી કોશેશ કરી; પણ સવાઇ માધવરાવના દબદબા આગળ તેનો કાંઇ ઇલાજ ચાલ્યો નહીં ને ઘાશીરામને આખરે સરકારને સોંપવો પડ્યો. તે વખત ઘાશીરામનો પગ સાંકળીથી હાથીના પગ સાથે બાંધી શહેરમાં ફેરવવાનો સરકારે હુકમ કીધો. ઘાશીરામને હાથીના પગ સાથે બાંધ્યો, તેથી તેના માથા તથા શરીરના ચૂરેચૂરા થઇ ગયા. આ પ્રમાણે તેની આખેરી શકે ૧૭૧૪ મુતાબીક ઇસ્વીસન ૧૭૯૨ માં થઇ. તે વખતે તેની ઉમર આસરે પચાસ વર્ષની હતી. આ કોટવાલની કાર્કીર્દી રમુજી જાણી લોકોનાં દિલ ખુશ થાય, તેમ જ વળી તેથી ઉપદેશ પ્રાપ્ત થાય, એ વાસ્તે આ ગ્રંથ લખ્યો છે. એમાંથી દરેક વાતના તાત્પર્ય (મતલબ) ઉપર ધ્યાન રાખીને આ ગ્રંથ વાંચવો અને તે ઉપરથી તે કાળના કોટવાલના રાજમાં કેટલું અંધેરું ચાલતું હતું તે તથા તે વખતના લોક મોટા ડાહ્યા અને વિદ્વાન્ કહેવડાવતા હતા

તથા તેઓમાં દેહાભિમાન તથા જાતિ અભિમાન કેટલું બધું હતું; તે છતાં પણ તેની નીતિ કેટલી અશુદ્ધ ને સાધારણ હતી, ને તેઓ કેવા વિષયી અને અજ્ઞાની હતા, તે સઘળાનો ખ્યાલ સહેજ થશે."

આ ગ્રંથ તૈયાર કરવામાં મારા નાહનપણના મિત્ર અને સર જમશેદજી જીજીભાઈ બેરોનેટની છોકરીઓની નિશાળના સુપરીન્ટેન્ડંટ મી૦ ચીમનલાલ નંદલાલ તથા વેદશાસ્ત્ર સંપન્ન રાજેશ્રી કેશવ શાસ્ત્રી જોગ તથા કવિ હરિદાસ હીરાચંદ એઓએ જે મદદ કીધી છે, તેથી હું તેમનો ઘણો આભારી થયો છું.

મુંબઈ તા૦ ૨૮ મી જુન સને ૧૮૬૫.

શાકેરરામ દલપતરામ.

# ગ્રંથમાંના વિષયોનો સારાંશ.



## વાત ૧.

# ઘાશીરામ કોટવાલ.

## વાત ૧.

ઘાશીરામની સાસુ તથા તેનો સસરો હિંદુસ્થાનથી પોતાના જમાઇને મળવાસારૂ એક વખત આવ્યાં હતાં. સસરો દેખીતો ભારે ભયંકાર ને શરીરે અગડબંબ હતો. તેઓ જમાઇને ઘેર આવી ઉતર્યાં, તે વખત જમાઈ તથા છોકરી બંને આવી મળ્યાં, ને ઘાશીરામ સસરાને હાથ ઝાલીને માળે લઈ ગયો, ને બારી આગળ ગાદી તકિયો નાખ્યો હતો તે ઉપર બેસાડી તેના હાથ પગ ધોવા સારૂ પાણી લાવવાનો ચાકરને હુકમ કર્યો. ત્યારપછી પાંડુ નામનો છોકરો કોકણુસ્થ બ્રાહ્મણ નોકર હતો, તે બે રૂપાના કળશીઆ પાણીથી ભરીને તથા ખુશબોદાર ઉબટકું લઇને માળ ઉપર આવ્યો. તેને સસરાજીનું શરીર જોઇને હસવું આવ્યું તેથી મશ્કરીમાં હળવે હળવે બોલ્યો કે, "બાપરે! આ તો એક મોટો રાક્ષસ છે! એને અહીં જ કંઈ નવું જુનું થયું તો નીચે કેમ લઈ જવાશે!" આ વાત બીજા ખીદમતગારો મારફત ઘાશીરામને કાને પડવાથી તે ઘણો જ ગુસ્સે થયો, ને એક જમાદારને બોલાવી હુકમ કર્યો કે આ નાલાયક છોકરાને મુસ્કે બાંધી બુધવારની ચાવડીપર લઈ જઈ સો ફટકા એની પીઠપર મારી તે ઉપર નીમકનું પાણી છાંટી સરકારની હદ પાર કરી ફિરંગીની હદમાં મુકી આવો. કોટવાલનો હુકમ થતાંજ સીપાઈયો પાંડુને વળગી પડ્યા ને ઉંધો નાખી મુસ્કે બાંધવા લાગ્યા. તે વખતે પાંડુએ પોતાના મ્હો ઉપર તમાચા મારીને કહ્યું કે, મહારાજ માફ કરો! ફરી એવું કદી બોલીશ નહીં; મેં જખ મારી, મને છોડાવો; દાદા સાહેબ છોડાવો, બાઈ સાહેબ! દોડો દોડો, મારો જીવ જાય છે. મારી માને એકવાર મેળવો, પછી મારો જીવ લો. એ પ્રમાણે મોટી બુમો પાડી સઘળું ઘર ગજાવી મુકયું. ઘાશીરામનો સસરો મરાઠીમાં સમજતો ન હતો તેથી હિંદુસ્થાનીમાં પૂછવા લાગ્યો.

**સસરો**—ઇસ લડકેને ક્યા કિયા હે?

**ઘાશીરામ**—એ બાતકી, સસરાજી આપ પુરછા કીજિયે નહીં.

**સ૦**—નહીંજી, જરા કહો તો સહી.

**ઘાο**—એ બખત કહનેકા નહીં, આપ ચુપી બેઠો, ઇસ લડકેકે બત્તીસ દાંત ઓર જબાં તોડકે નિકાલુંગા; તબ મેરે દિલકા સમાધાન હોયગા, ઇસ વાસ્તે આપ કુછ બોલો મત.

સસરાજી જમાઇનો ગુસ્સો જોઈ ચુપ રહ્યા; પણ ઘાશીરામની ઓરતને **પાંડુ**ની દયા આવી, ને તેની મા કાશીબાઇને તુરત બોલવાવી માફ માંગવા મોકલી. તે ઘાશીરામની હજુરમાં જઇ મોટી આજીજીથી બોલવા લાગીઃ—અરે દાદા સાહેબ! આપ અમારા અન્નદાતા છો, આજ લગી **પાંડુ**ને આપે છોકરા પેઠે પાળ્યો છે. તેની મૂર્ખાઈની વાત આપે મનમાં લાવવી નહીં જોઇએ; કેમકે એતો નાદાન છે. તેને એટલી બધી સમજ કયાંથી હોય? જરણુ મરણુ સઘળાને છે. એટલું બોલી એટલે કોટવાલને ઘેર એક ચુગલખોર હતો, તે પાછળથી રુબરુમાં આવી બોલવા લાગ્યો કે, આ બાઈ હમણાં આજીજીની વાતો કરે છે; પણ રસ્તામાં તો કેહેતી હતી કે સસરાજીની માઠી અવસ્થા કદાચ થઈ તો જમાઇના પંદર કારીગરો છે, તેમાંથી એક બેને બોલાવી એક બારી ખોદી કાહાડી સસરાજીને ગળે દોરડું બાંધી ચોકમાં ઉતારવા શું મુસ્કેલ છે? પણ **પાંડુ** છોકરો છે તેથી તેને આ વાત કયાંથી સુઝ પડે? આ હકીકત ચાડિયાના મોહોડાની સાંભળતાં જ કોટવાલ વાઘની માફક બોહતાળો કરી કાશીબાઈના આંગ ઉપર કુદી પડ્યા, ને તેના મ્હોપર એક લપડાક જોરથી મારી, તેથી તે બેહાશ થઈ પડી; તેના ઉપર લાતોનો માર મારવા લાગ્યો. તેનો આજુબાજુના લોકોએ આવી અટકાવ કર્યો; ને તેઓમાંના એક જણે ઠંડું પાણી લાવીને બાઇના મ્હોડા ઉપર તથા બદન ઉપર છાંટયું તેથી તે થોડી હોંશમાં આવી એટલે કોટવાલે જમાદારને બોલાવી હુકમ કર્યો કે, એ રાંડની ફેડ ફજેતી **પાંડુ**ને સાથે રાખીને કાહાડવી; ને એનું માથું મુંડાવી કપાળપર તથા જીભ ઉપર ડાંમ દઈ બંનેને મુગલાઈ હદમાં કાહાડી મુકવાં. તે ઉપરથી સીપાઇઓ બંનેને લઇ જવા લાગ્યા; એટલામાં **પાંડુ**નો બાપ તે રસ્તેથી જતો હતો, તેહેને અકસ્માત આ હકીકત માલુમ પડવાથી કોટવાલ પાસે દોડી આવી તેને પગે લાગ્યો, ને ખોળો પાથરી જીવતદાન આપો, એવી આજીજી કરવા લાગ્યો. તે વખત તેનું તથા કોટવાલનું બોલવું થયું તેઃ—

**કોટવાલ**—આ હરામખોર છોકરા અને રાંડે શું કર્યું છે તે તને માલુમ છે?

**રામભટ**—મહારાજ, શું થયું?

**કોο**—તે માહારાથી કહી શકાય નહીં, તું જ્યાંથી જા, જા.

રા૦—મેહેરબાની કરી મને થોડું સમજાવો. દાદા સાહેબ, કહો! હું તમને પગે લાગું છું!

કો૦—અમારા સસરાવિષે તારો છોકરો તથા ઓરત કેવી ખરાબ વાત બોલ્યાં, તે આ હવાલદાર તને કેહેશે, મારે મોહોડેથી એ વાત કાહાડી શકાતી નથી. એટલામાં હવાલદાર સામો આવી બોલવા લાગ્યો કે, સાહેબ! એ રામભટે પણ ક્યાં કસર રાખી છે? એમ આપ સમજશો નહીં. એ મહા કપટી છે. માળ ઉપર આવવાની અગાઉ આપને ન ઘટે એવી ગાળો દઇ કેહેતો હતો કે, "સસરાજીનો માઠો વખત આવે તો કારીગરો પાસે દીવાનખાનાની બારી તોડીફોડી નખાવવી ને દોરડું લાવવું. એટલી તજવીજ કરવી, ને કુહાડી તો ઘરમાંજ છે. તે વતી સસરાજીના હાથ પગ કાપીનાખી જુદા કરવા: એટલે દાદરેથી નીચે લઇ જવા શું મુશ્કેલ છે?

કો૦—બસ બસ! એ બ્રાહ્મણનું ડાહાપણ જાણ્યું. એને પકડો ને ધક્કા મારી બાહાર કાહાડો; અને વાનવડીના મેદાનમાં લઇ જઇ એક ઝાડ સાથે બાંધી ઉંધો લટકાવી એક મણ મરચાંની ધુણી દ્યો. અથવા એની ગાંસડી બાંધી સિંહગઢ ઉપરથી ગબડાવી દ્યો એટલે એ દુષ્ટને ઘટતી સજા થઇ.

આ પ્રમાણે હુકમ થયા પછી સિપાઇઓ રામભટને બાંધવા લાગ્યા; એટલામાં તેના બાપ મહાદેવ ભટ ઘરડા ૮૦ વર્ષના થોડા દિવસ પેહેલાં કોકણથી પુને આવ્યા હતા. તેને પોતાના ઘરના લોકોવિષે ઉપર મુજબ ખબર મળવાથી ઉદાસ થયા; ને એક કાગળ ઉપર અરજી લખીને જીવવાની આશા ન રાખતાં કોટવાલ પાસે જઇ આ અરજી આપવી, એવો દિલ સાથે ઠેરાવ કરી માથે ટોપી ઘાલીને હાથમાં લાકડી લીધી, ને ધ્રુજતો ધ્રુજતો કોટવાલના ઘર આગળ આવ્યો; પણ હિંમત ન ચાલવાથી અરજી ટોપીમાં સંતાડી કોટવાલ પાસે માળ ઉપર ગયો ને અરજ કરી બોલ્યો કે, એ ત્રણે જણમાં કેટલી અક્કલ છે; તેનો એ લોકોના બોલવા ઉપરથીજ આપે ખ્યાલ કર્યો હશે. પાંડુને તથા રામાને હું શિખવતો શિખવતો થાકી ગયો; પણ એઓને કાંઇજ અસર થઇ નહીં; ને આ બાઇતો નેશ પગલાની અમારે પાલવે પડી છે; વાસ્તે મારા ઘરડપણ ઉપર નજર રાખી, એ ત્રણેને છોડી દેવાનો હુકમ કરવો જોઇએ. કોટવાલે ફરમાવ્યું કે એમ નહીં થાય. ત્યારે ઘણી આજીજી કરવા લાગ્યો, એટલામાં તેના માથાપરથી ટોપી પડી ગઈ, ને તેમાંથી એક કાગળનો કકડો નિકળી પડ્યો, તેમાં એવું લખેલું હતું કે "આપના સસરાજી માળ ઉપર મરી જાય તો તેમાં આપને કાંઇ ખર્ચ થવાનો નથી. આપના તાબામાં નોબત, ઢોલ, તાંસાં તથા

રણસિંઘાં ઘણાં છે; અને त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं। देवो न जानाति कुतो मनुष्यः॥ એ કેહેવત આપના જાણ્યાંમાં જ છે. સસરાજીને કાંઇ સારું નરસું થયું તો પાછળ સાસુજી કાંઈ પતિવ્રતા ધર્મને બટ્ટો ન લાગે માટે તેને સતી થવુંજ જોઇએ. વાસ્તે સસરાજીના શરીરને તથા ઘરને તોડફોડ કરવી; એ કરતાં બારણે વાજાં વગડાવી બ્રાહ્મણોને બોલાવી વેદ ભણવાનું જારી કરાવી, હવેલીને આગ મુકી બાળી દેવી; એટલે સઘળી ક્રિયા યથાસ્થિત થશે, ને સાસુજીના પતિવ્રતાપણાની વાત ચારે દિશાએ ફેલાશે." આ કાગળમાં લખેલી હકીકત જોતાંજ કોટવાલને ઘણો ગુસ્સો આવ્યો, ને પોતાના હાથ આગળ પીતળનું કલમદાન હતું તે બુઢ્ઢા ઉપર ફેંક્યું, તે તેના પગના નળામાં લાગવાથી લોહી નિકળવા લાગ્યું ને કળ ચડવાથી જમીનપર પડી તરફડવા લાગ્યો ને ઘાશીરામનાં રુવેરુવાં ખડાં થઈ જવાથી મોટેથી બુમ પાડી હુકમ કર્યો કે, આ કોંકણના માણસો એકથી એક વધારે ડાહ્યાં છે; એઓને જીવતાં રાખવાં ઠીક નથી. અરે જમાદાર! આ ચારેને હાથીના ચારે પગ સાથે મારી રુબરુ બાંધી હાથીને દોડાવો, ને ચાર પોહોર સુધી શેહેરમાં ફેરવો. પછી ચારેને ભાંબુર્ડે પોંહોચાડી દો.

કોટવાલનો હુકમ થતાંજ નોકરો હાથી લાવવા દોડ્યા. એટલામાં એ તમામ હકીકત શનિવારના વાડામાં પેશવા સાહેબના જાણવામાં આવી. તેઓએ બ્રહ્મહત્યા થશે એવું સમજી જનકોજી હજુરીઆને મોકલી પાંડુ, કાશીબાઈ, રામભટ તથા મહાદેવભટને છોડાવી મંગાવ્યાં; અને તેજ વખત કોટવાલપર હુકમ લખી મોકલ્યો કે, બ્રાહ્મણોને હજુરનો હુકમ લીધા શિવાય પરબારી સજા કરવી નહીં.



## વાત ૨.

એક દિવસ ઘાશીરામ કચેરીમાં ઇન્સાફ કરવા બેઠા હતા, ત્યાંહાં એક સંતી નામની ઓરતે રડીને એવી ફરિયાદ કરી કે, મારી પડોસણ જાનબી માહરું છોકરું જબરદસ્તિથી છીનવી લઈને વાનવડીએ પોતાને મોસાળ જતી રહી છે. તે ઉપરથી કોટવાલે સવાર મોકલી જાનબીને છોકરાં સુધાં પકડી મંગાવી, તેને હકીકત પુછી, તેણે બતાવ્યું કે એ છોકરું મારું છે, ને સંતી નાહક ગળે પડે છે. કોટવાલે બંને પાસે પોત પોતાનો પુરાવો રજુ કરવાનું કહ્યું ને તેઓના બતાવ્યા પ્રમાણે દાઈ તથા બીજા સાહેદી બોલાવ્યા, ને તેઓની સાહેદી લીધી; તેથી એવું માલુમ પડ્યું કે સંતી તથા જાનબી બંને એક બીજાના પડોસમાં શુક્રવાર પેઠમાં રેહે છે.

એ બંનેના ધણીઓ એક વર્ષ થયું પરદેશ ગયા છે; ત્યારથી બંને ગર્ભવતી હતી. તે બે ત્રણ દિવસને અંતરે જણીને બેઉને છોકરીઓ અવતરી. ને એ બે જણીઓને હમેશ એક બીજાને ઘેર જવા આવવાનો રફત હતો. સંતીને બંને જણ સાથે માયા હશે તેથી આ સંતીનું છોકરું છે, એમ તેઓ બતાવે છે, ને જાનબી તરફના ત્રણ શાહેદી એ છોકરું જાનબીનું છે એમ કેહે છે; ત્યાર પછી કોટવાલે પોતે બોલવાનું શિરુ કર્યું.

**કોટવાલ**—અરે સંતી! જાનબીની તરફના સાક્ષીદાર વધારે છે, તે ઉપરથી તું લબાડ જણાય છે અને જાનબી સાચી છે એમ માલુમ પડે છે. તેં ખોટું તોહમત મુકયું તે સારુ તારી ઢેડ ફજેતી કાહાડવી જોઇએ.

**સંતી**—મહારાજ! નહીં; મહારાજ નહીં!! હું જુઠી નથી. જાનબીએ પોતાની છોકરીને ખુદાબક્ષ નાયકણને બસે રૂપીઆ સારુ બે દિવસ પેહેલાં વેચાતી આપી છે. જોઇએ તો એવા બીજા બે સાહેદી હું વધારે લાવું.

**કો૦**—ખુદાબક્ષ નાયકણને અમે ઓળખીએ છઇએ, તે અવલ મરેઠણ હતી. તે ત્રિકાળ નાહે છે. તેણે બ્રાહ્મણને રસોઇ કરવા રાખેલો છે. બ્રાહ્મણ શિવાય બીજા કોઇના હાથનું પાણી પણ લેતી નથી. તે અબ્રશમાં હમેશ રેહે છે. એકાદશીનો ઉપવાસ કરી આખો દહાડો કામળી ઉપર બેસી પુરાણ સાંભળ્યા કરે છે. તેને ઘેર રાતે ફરાળ કરવા સારુ મંડળી આવે છે. બારસને દાહાડે વૈદ તથા શાસ્ત્રી વગેરેને એક એક રૂપીઓ દક્ષણા તથા સીધું આપ્યા શિવાય અન્ન ખાતી નથી. વાસ્તે જાનબી મુસલમાનીનું છોકરું તે લે એવું કદી માનવામાં આવતું નથી. હવે તું એક બીજા કરતાં વધારે સાહેદી આપવા ચાહે છે તેથી તમે બંને ખોટાં છો; વાસ્તે તમે એ છોકરીને બજા નાયકણને હવાલે કરો. તે તેને મોટી કરી ગાતાં તથા નાચતાં શિખવશે; ને તેનો વંશ ચાલશે.

આ પ્રમાણે કોટવાલે કહીને બજા નાયકણને બોલાવવા મોકલ્યું. આ તમામ હકીકત બની તે તે જગોપર ઈંદાપુરનો કાજી સૈયદ હમીમુદીન બેઠેલો હતો તેણે જોઇ; ને કોટવાલનો ઇન્સાફ તેને વાજબી લાગ્યો નહીં પણ તે વાત કોટવાલને ખુલ્લી કહી શકાઈ નહીં; તેથી કાજીએ કોટવાલના કાનમાં કહ્યું કે, આ છોકરી બાબતના ટંટાનો ઇન્સાફ કરવાનું મને કહો તો હું કરું. કાજી ઘરડા હતા તેથી તેનો શખુન કોટવાલે કબુલ રાખ્યો. પછી કાજીએ જે છોકરાં બાબત તકરાર પડી હતી તે છોકરું લઇને પેહેલું સંતીને આપ્યું ને તેહેને ધવડાવવાનું કહ્યું. તે વખતે છોકરું સંતીને વળગી

પડી ધાવવા મંડયું; પછી તેની પાસેથી લઇ **જાનબીને** આપ્યું; તેને પણ તે છોકરું ધાવ્યું. પછી કાજીએ છોકરું પોતાની પાસે લઇ **સંતી** તથા **જાનબીને** કચેરીની બાહાર મોકલ્યાં, ને એક કસાઇને મોટો છુરો લઇને બોલાવ્યો. બાદ **જાનબીને** અંદર બોલાવી કાજીએ કહ્યું કે સાંભળઃ—ગુજરેલા પુરાવા ઉપરથી એ છોકરું તમો બંનેનું ઠરે છે. વાસ્તે એ છોકરાંના બરાબર બે હિસ્સા થવા જોઇએ. તે સારુ આ કસાઈ ઉભો છે. તેની પાસે એ છોકરાંના બે કડકા બરાબર કરાવું છઉં; ને તારો એક સાહેદી જાસ્તી છે; માટે તને જમણી બાજુનો કડકો મળશે. પછી કેમ તારે કાંઈ તકરાર રહી છે? **જાનબીએ** જવાબ દીધો કે ઘણું સારું; મારી તકરાર કંઇ રહી નથી. પછી **સંતીને** બોલાવી કાજીએ તે જ પ્રમાણે હકીકત કહી ને તને ડાબો ભાગ મળશે, એવું બોલતાં જ, **સંતી** હાય! મારીને બોલી કે, મારે એક ભાગ નહીં જોઇએ. છોકરાંના કડકા ન કરતાં તેને જીવતું સરકારે **જાનબીને** હવાલે કરવું, મારે કાંઈ તકરાર નથી. જોઇએ તો હું ફારગતિ લખી આપું.

**કો૦**—કાજી સાહેબ, હું કેહતો નોહતો કે એ **સંતી** જુઠી છે? જુવો, હમણા પોતે તેની મા થઇને ફારગતિ આપવા કબુલ થઇ છે!

કોટવાલનું બોલવું સાંભળી સઘળા લોક હસવા લાગ્યા. પછી કાજીએ તકરારી છોકરું નિઃસંશયપણે **સંતીનું** કેવી રીતે ઠરે છે તે કોટવાલને સમજાવી દીધું. ત્યારે કોટવાલ સાહેબે એ વાત સમજમાં લાવી તે છોકરું **સંતીને** હવાલે કર્યું.



## વાત ૩.

એક દિવસે **નાના** ફડનવીશે **ઘાશીરામને** સંગમ* ઉપર અંગરેજ સરકારના રેસિડેંટ સાહેબ પાસે કાંઇ કામ સારુ મોકલ્યો હતો. ત્યાંહાં કામની બાબત પુરી થયા પછી રેસિડેંટ તથા કોટવાલની વચ્ચે વાતચિત થઇ તે નીચે મુજબઃ—

**કો૦**—દરીઓ કેહેવાય છે તે આપના જોવામાં આવ્યો છે?

**રે૦**—હા, જોયો છે. અમારો દેશ દરીઆમાં છે. અમે ત્યાંથી વાહાણમાં બેશીને આ દેશમાં આવીએ છૈએ.

**કો૦**—એમ કેમ? આપનો દેશ અહીંથી કેટલો દૂર છે? અને ત્યાંથી અહીં આવતાં કેટલા દિવસ લાગે છે?

* મુળા મુઠા નામની બે નદી એકઠી થઇ છે તેને સંગમ કેહે છ

રે૦—સુમારે ચાર હજાર કોશ દૂર છે. ત્યાંહાંથી આવવાને ત્રણ ચાર મહિના લાગે છે.

કો૦—વાહાણને ચાલવાની સડક કેટલી પોહોળી છે? રસ્તે બાપદેવા નામના ઘાટ પ્રમાણે ઘાટ આવે છે? ને રસ્તે ઉતરવાને ધર્મશાળા છે?

રે૦—દરીઓ અને જમીન બે નિરાળાં છે. દરીઆમાં ખારાં પાણી છે, ને પૃથ્વી ઉપર જમીન કરતાં દરીઆનો ભાગ વધારે છે, દરીઆમાં સડક નથી. તમે શું પૃથ્વીના નકશો કદિ જોયો નથી?

કો૦—શ્રીમંતના વાડામાં તથા પુના શેહેરમાં ઘણે ઠેકાણે સિંધિયા, હોલકર, નવાબ એઓની તસવીરો છે; તેજ પ્રમાણે પૃથ્વીનો નકશો છે કે?

રે૦—ના, ના, તેવો નથી. તમને પૃથ્વીનો નકશો બતાવું. (એમ કહીને દેવાલ ઉપર પૂર્વ ગોળાર્ધ ને પશ્ચિમ ગોળાર્ધના બે નકશા ટાંગેલા હતા તે બતાવ્યા.)

કો૦—હવે સમજ્યો; એ બંને ચક્કર વાહાણનાં પૈડાં છે, ને તેની નીચે કાઢી એ ધરી છે. તેના ઉપર વાહાણને મુકી દરીઆમાં ખેડતા હશે.

રે૦—આપના જેવા જલદ સમજનાર લોક શ્રીમંતની પાસે છે તે જોઈ અમને મોટી તાજુબી લાગે છે. નાહાના સાહેબની મુલાકાત થશે તે વખત આપને વિગતની હકીકત કહીશ. (આ વાત સાંભળી ઘાશીરામ પોતાના મનમાં મોટો સંતોષ પામ્યો, અને પોતાના ડાહાપણનું અભિમાન રાખી ફરી બોલવું જારી કર્યું.)

કો૦—આગળ અયોધ્યામાં શ્રી રામચંદ્રજી પેદા થયા તે વાંદરાનું લસ્કર એકઠું કરી લંકા ગયા ને રાવણનું રાજ લીધું. ને વાંદરાઓને વરદાન આપ્યું કે, તમે કળિયુગમાં રાજ કરશો. આ પ્રમાણે અમારા પુરાણમાં કહેલું છે; તે વાંદરાઓના ખાનદાનના ફિરંગીઓ છે. તેને નાની પુંછડી છે, ને તેનું રાજ મોટું છે એવું સાંભળ્યું છે. તે લોકો તમારા જોવામાં આવ્યા છે?

રે૦—ફીરંગી લોક અમારી જાતના લોકમાં ગણાય છે. પરંતુ અમારી અથવા તેની ઉત્પત્તિ વાંદરાંથી થઈ અને અમને કે તેને પુંછડી છે એ તમારી સમજણ બરાબર નથી.

કો૦—સાહેબ, આપ એમ શું કહો છો? પ્રત્યક્ષ માહાદેવ શાસ્ત્રી થતે, રઘુનાથ શાસ્ત્રી દ્રવિડ, તથા નારાયણ ગોસાંઈ નાશીકકર; એવા એવા

વિદ્વાનોને મોહડે અમે એ વાતો ઘણું ફેરે સાંભળી છે; ને તે સઘળા લોકોના જાણ્યામાં છે.

રે૦—ત્યારે તેઓને ફિરંગીની ઉત્પત્તિ વિષે બરાબર ખબર નથી. (આટલી વાત થઇ એટલે રેસિડેંટ સાહેબને ખાવાની વખત થઇ. તેના નોકરો ખાવાનો સામાન લાવવા લાગ્યા. તેમાંનો એક નોકર ચાંદિના એક નાહના વાસણમાં સ્ફટિક મણિ સરખું સફેદ રંગનું મીઠું ઘાલીને લાવતો હતો. તે કોટવાલના જોવામાં આવ્યા પછી બોલવું થયું તે.)

કો૦—આ નિમખ આવું સફેદ ચકચકિત કયાંથી આવ્યું. આપના દેશમાં નિમખ નીપજે છે શું?

રે૦—એ નીમખ કોંકણનું છે. અમારા દેશમાં નીમખના અગર મોટા મોહટા છે. તેમાં દરીઆનું પાણી લઇ તે નીમખ પકાવે છે.

કો૦—ત્યારે મુળા મુઠા નદીને કિનારે વિલાતી મીઠાનું બી રોપીએ તો નદીના પાણીથી મીઠું પાકશે? શ્રીમંતને એ વાતની સૂચના કરું શું?

રે૦—નીમખનું બી હોતું નથી. દરીઆને કિનારે જમીન ખોદા સરખી કરી તેમાં પાળ બાંધીને મીઠઅગર કરે છે. તેમાં કયારાઓ કરી દરીઆનું પાણી લે છે, ને તે પાણીને સુકાવા દે છે એટલે મીઠું થાય છે. મીઠું પકાવાને ખારું પાણી જોઇએ.

કો૦—દરીઆનું પાણી શું ખારું છે? અમારે ત્યાં નાળિયેરી બાગ તથા સોપારી બાગ છે તેજ પ્રમાણે મીઠઅગર છે? મીઠાનાં ઝાડ કેટલાં મોટાં છે?

રે૦—બાગની પેઠે મીઠઅગર હોતો નથી ને મીઠાનાં ઝાડ પણ થતાં નથી. ફક્ત કયારામાંનું ખારું પાણી તાપ તથા હવાથી સુકાઇને ઠરીને તેના ચુનાના જેવા નાહાના ગાંગડા થાય છે.

કો૦—એમ કેમ? અમારા શેહેરમાં નળોને રસ્તે ઘણે દૂરથી પાણી આણ્યું છે; તે પ્રમાણે નળ બાંધી દરીઆનું પાણી લાવીએ તો ગણેશખંડી તથા દાપુડીના મેદાનમાં મીઠાનાં ખેતરો સેહેજ બની શકે.

આ વાત સાંભળી રેસિડેંટ સાહેબને હસવું આવ્યું, અને ચોબદારને બોલાવી અત્તર ગુલાબ તથા બીડાં આપી ઘાશીરામને રુખશત કર્યા.

——:૦:——

## વાત ૪.

એક દિવસ ઘાશીરામ રાત્રે વાળુ કર્યા પછી પોતાના ઘરમાં કેટલીક વાર સુધી બેસી પાન તમાકુ ખાતા હતા. તે વખતે ખુશામતીઆ લોકો તેની પાસે બેસી જમીને તેના ઇન્સાફ તથા કામકાજની તારીફ કરતા હતા તે વખતે ત્યાં એક વીજાપુરનો ગૃહસ્થ આવ્યો. તેણે પોતાના શેહેરના ન્યાયાધીશની હુશિયારીની વાત કહી કે, ગઇ આખાડીની જાતરામાં અમારા શેહેરનો રામદીન નામનો એક ગાંધી, પાંચ પચાસ મણ ખુશબોદાર ભુકો તૈઆર કરાવી, પચાસ ગુણો ભરી, પંઢરપુર વેચવા સારુ બીજે દહાડે બળદ ઉપર લદાવી મોકલનાર હતો. તે ગુણો પોતાની દુકાન પછવાડેના ચોકમાં નખાવી હતી. તે રાતે કોઇ હરામખોરો ચોરી લઈ ગયા. રામદીન સવારમાં ઉઠી ચોકમાં જુવે તો ગુણ માલુમ પડી નહીં. પરંતુ તેમાંનો ભુકો જ્યાં ત્યાં વેરાયલો ને દેવાલ ઉપરથી ગુણો ચડાવી લઈ ગયાની નિશાની માલુમ પડી. પછી ચોરી થઈ રે ! ચોરી થઈ! એવી બુમો મોટેથી પાડી, તેથી પાસેના લોકો દોડી આવ્યા. તેને ચોરીની હકીકત કહીને પછી શેહેરના કોટવાલ સમશેરખાનને ખબર આપી. તેણે જલદીથી સવારો મોકલી નાકાબંધી કરાવી, અને સઘળા શેહેરમાં શોધ કર્યો; પણ કાંઇ ઠેકાણું લાગ્યું નહીં. ત્યારે ખુશબો વેચનારા તમામ દુકાનદારો તથા તેના ગુમાસ્તાઓને એકઠા કરી તજવીજ જારી કરી. તે બે પોહોર સુધી ચાલી પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. બાદ સઘળાઓને ઉભા કરીને સમશેરખાન ત્રણ વાર તેઓની આસપાસ ફર્યો; પછી સામો ઉભો રહી મોટેથી હસીને બોલ્યો કે, આ કેવા નિર્લજ લોક છે! ખુશબોઇનો ભુકો ચોર્યો તો ચોર્યો; પણ તેમાંનો ભુકો કપાળે લગાડીને અત્રે આવ્યા છે! આવા શબ્દો સાંભળતાં જ એકઠા થયલા લોકોમાંથી ચાર જણે જલદીથી પોતપોતાનાં કપાળ ઉપર હાથ લગાવી તે હાથ સુંઘવા લાગ્યા. આટલું કરવા ઉપરથી તે ચારે જણાને એક બાજુપર જુદા લઇ જઇ તપાસ કરતાં તેમાંના બે જણા બરાબરીઆ દોસ્તદાર હતા, ને બાકીના બે તેઓના ગુમાસ્તા હતા એવું માલુમ પડયું. પછી ઉપરના બંને દોસ્તદારોનાં ઘર, દુકાન તથા ભોંયરાંનો મશાલ કરી ઝાડો લીધો. ચોરીમાં ગયેલી પચાસ ગુણો ખુણે ખાંચરે છુપાવી હતી તે હાથ લાગી; બાદ તે ચારે જણને સજા કરી. તે દાહાડાથી એ સમશેરખાન કોટવાલની બુદ્ધિ અને ચતુરાઇ સઘળા લોકોમાં પ્રસિદ્ધ થઇ છે.

ઉપર મુજબ વીજાપુરના વાણીઆની કહેલી વાત સાંભળી ઘાશીરામ, સમશેરખાન તથા તરવારખાન એવા અક્કલવાળા હતા ત્યારે વીજાપુરની બાદશાહી કેમ બુડાવી દીધી? એમ બોલ્યા. વળી કેહે કે, અમારા શેહેરમાં આવી ચોરી થઇ હોય તો ચોરને પકડતાં બે ચાર પોહોર તે શાના લાગે? અમે તો સઘળાને એક કોટડીમાં ગડબી ઘાલીએ, ને તેમાંથી ચાર પાંચ જણને લોઢાનો તવો ગરમ લાલચોળ કરી તે ઉપર ઉભા કરીએ, એટલે ચોર કોણ છે તે તરત માલુમ પડે. આ ભાષણ સાંભળીને ઘાશીરામની ખુશામત કરનાર લોકોની મંડળીએ તેને સાબાશી આપી, ને વીજાપુરના વાણીઆની ફજેતી કરવા માંડી તેથી તે બિચારો ત્યાંથી ઉઠી ગયો.



## વાત ૫.

ઘાશીરામને લલિતાગૌરી નામે એક સુંદર કન્યા હતી. તેની સાદી કાનપુરના એક જમીનદારના છોકરા ભાનુપ્રસાદ સાથે કરી હતી. તે છોકરી સોળ વર્ષની થયા પછી સ્ત્રીના વેશમાં આવી. તે વખત ભાનુપ્રસાદને હિંદુસ્થાનથી બોલાવી પુનામાં ઘરજમાઈ કરીને રાખ્યો. તેની ઉમર ચાળીસ વર્ષ ઉપરાંત હતી. તે ડોળે, રંગે અને ઢંગે બાયલાના જેવો હતો તેથી લોકો તેની મશ્કરી કરતા હતા. આ વાત ઘાશીરામના જાણવામાં આવ્યાથી તેણે નિશ્ચય કર્યો કે છોકરીને સંતાન થવાની બને તેટલી કોશીશ કરવી. પછી જોષિયોને બોલાવી પોતાની છોકરીની જન્મોત્રી દેખાડી. તેઓએ કહ્યું કે લલિતાગૌરીના સંતાનભુવનમાં રાહુ આવી બેઠો છે. તે ગ્રહ ચળ્યા પછી તેને છોકરું થશે. તે ચળિત થવા સારુ રાહુના જપ કરાવો, તથા તે ગ્રહનું દાન બ્રાહ્મણને આપો. તે ઉપરથી ઘાશીરામે મોટો ખર્ચ કરી બ્રાહ્મણો પાસે જપ કરાવ્યા તથા દાન પણ આપ્યું. ઘાશીરામ તથા તેની બાયડી પાસે ગામની બાયડીઓ આવતી હતી તેમાં કોઈ નાનાની પેઠમાં તાબુતના ઘોડાને સવામણ રેવડી ચહડાવવાનું, કોઇ ગાર પીરને ચાદર ચહડાવવાનું, કોઇ શઠવાઇને રમકડાં તથા પાળણાં ચહડાવવાનું, કોઇ મોહોરમમાં પાંચ વર્ષ સુધી છોકરો થાય તેને ફકીરી લેવરાવવાનું, કોઇ પંચમુખી હનુમાનને દર શનિવારે તેલ ચહડાવવાનું, કોઇ બાપદેવને સીંદુર ચહડાવવાનું, કોઇ જેજુરીના ખંડોબાને છોકરું ચહડાવવાનું કેહેતી હતી. વળી કોઇ પીપળાના ઝાડ નીચે બે ઘડી રાત્રે નાગા નાવાની તથા તુળસીની એક લાખ પ્રદક્ષણા કરવાની; વગેરે નાનાપ્રકાર કરવાની વાતો બતાવતી હતી. તે પ્રમાણે માબાપોએ છોકરી પાસે કરાવ્યું. અનેક ફકીર તથા બાવા

પાસેથી ભાનુપ્રસાદ વાસ્તે જડી બુટી લીધી ને તેને કપાળે ઘસીને ચોપડાવી, અને છોકરીને પાઇ. માંત્રિક તથા દેવઋષિ પાસે, પિશાચ પીડા કાંઈ છે કે નહીં તેની શોધ કરાવી, ત્યારે ભાનુપ્રસાદની ગુજરી ગયલી માનું નડતર છે એવું માલુમ પડયું. તે ઉપરથી ભાનુપ્રસાદને નાશીક મોકલી તેની માની નારાયણબળી તથા ત્રિપિંડી સરાવી. આ પ્રમાણે સેંકડો રૂપીઆ ખર્ચ કરી લોકોએ જે કહ્યા ને પોતાને સુઝયા તેટલા પ્રકાર માબાપે કરાવ્યા. એટલે ચાર પાંચ વર્ષ વીતી ગયાં; પણ લલિતાગૌરીને છોકરુ થયું નહીં, ને તેની ઉંમર એકવીસ વર્ષની થઈ તેવામાં કૃષ્ણશાસ્ત્રી વાઇકર કોટવાલને ઘેર આવતા હતા, તેણે ઘાશીરામને કહ્યું કે, હવે આ સઘળો ઢોંગ ધતુરો કાહડી નાખો, અને સત્સમાગમ કરવાને છોકરીને સાધુઓની સેવામાં રાખો, એટલે હરિ કૃપા કરશે. આ વાત ઘાશીરામના મનમાં આવવાથી છોકરીને પોતાની સ્ત્રી સાથે બેલબાગ તથા તુળસીબાગ નિત્ય દર્શન કરવા તથા કથા, કીર્ત્તન ને પુરાણ સાંભળવા સાંજરે મોકલવા માંડી. ત્યાં ઘણે ઠેકાણે પુરાણ વંચાતાં હતાં. તુળસીબાગની ધર્મશાળામાં એક વેદશાસ્ત્ર સંપન્ન વિષ્ણુભટ વૈશંપાયન નામનો પુરાણી ગોરો ગબલા જેવો ૩૦–૩૫ વર્ષની ઉંમરનો અને દેવીભક્ત હતો. તે મહાકાળિની સ્ફટિકમણિની મૂર્ત્તિની મોટા ઠાઠથી પૂજા કરતો હતો. તેને ત્યાં ઘણી ઓરતો દર્શન કરવા આવતી જતી હતી. પુરાણી મોટી રેશમી કોરનો અષ્ટીનો ધોતી જોડો પેહેરી કપાળે કેસરી તીલક કરી, ગળામાં અર્ગજાની માળા ઘાલી લીલો શાલજોડો ઓઢી પુરાણ વાંચવા બેસતો હતો. તેનો સ્વર સુંદર હતો. ઘાશીરામની બાયડી તથા છોકરી ત્યાં જવા લાગ્યાં. તેઓને બીજી ઓરતોએ કહ્યું કે, વિષ્ણુભટને દેવી પ્રસન્ન છે, તેથી દેવીના પ્રસાદથી કેટલીક વાંઝણીઓને છોકરાં થયાં છે. આ વાત સાંભળીને છોકરીની માને મોટી આશા પેદા થઇ, ને તેણે ઘાશીરામને વિષ્ણુભટની વાત કહી. ત્યારથી તેનો ભાવ પુરાણી બાવાપર બેઠો, ને તેની પાસે ઘાશીરામે આવજાવ કરવા અને દરરોજ મેવા મીઠાઇ ને શીધું સામાન મોકલવા માંડયું. પુરાણી બાવા પુરાણ વાંચી રહ્યા પછી સંધ્યાકાળે નાહીને સંધ્યા કરીને દેવીની પૂજાનો આરંભ કરી, આરતી કરી રહ્યા પછી દેવીઉપાસક મંડળીને પોતાને હાથે પ્રસાદ વેહેંચતો હતો, એટલે બંધીની તોપનો વખત થતો હતો, ને સેવકો પોતપોતાને ઘેર જતા હતા. કોઇ કાકડ આરતીનાં દર્શન કરવા સારુ પુરાણી બાવાને ત્યાંહાંજ સુઇ રેહેતાં હતાં. ઘાશીરામની ઓરત તથા છોકરી ત્યાં રાતના આરતીને સમે આવવા લાગ્યાં. કોઇ કોઈ વખતે છોકરીને કાકડ આરતી સારુ પુરાણી બાવાને ઘેર

મુકીને તેની મા પ્રસાદ લઇ પોતાને ઘેર જતી હતી. આ પ્રમાણે પાંચ છ મહીના ગયા પછી લલિતાગૌરી ગર્ભવંતી માલુમ પડવા લાગી એથી તેની મા તથા તેના બાપની ભક્તી પુરાણી બાવા ઉપર વધારે થવા લાગી. લલિતાગૌરીને પુરે માસે અરધી રાત્રે છોકરો અવતર્યો. તેનો ઘાશીરામને ઘણો આનંદ થવાથી, ફુલાઇ ફુલાઇને જોસમાં બોલવા લાગ્યો, કે આજ લગી જમાઇને જે કલંક લાગેલું તે દેવીએ દૂર કરી દીધું. ઘણું સારું થયું. હવે જે લોકો જમાઇની ચેષ્ટા કરતા હતા, તેની ફજેતી સવારે નાનાસાહેબના વાડામાં જઇને કરું છઉં. પછી ભાનુપ્રસાદને પાસે બોલાવી હર્ષથી કહ્યું કે "જીયો બેટા જીયો! તેરે દેહકી અબ સ્વારથ ભયે: સબ દુસમનોકી મુછ નીચે ઉતારતા હોં. જા અબ ઇતની બખત અસનાન મત કરો; પણ શાસ્ત્ર પ્રમાણે એક પાષાણુકા ટુકડા લેકે કુવામેં ડુબા દો." તે પ્રમાણે ભાનુપ્રસાદે વાડામાં જઇ કુવામાં પથરો નાખ્યો ને પાછો આવ્યો. પછી ઘાશીરામે સાકર લઇને તેમાંથી એક ચપટી ભરી પોતાના મોહોમાં નાખી, ને એક ચપટી ભરી ભાનુપ્રસાદના મોહોમાં નાખી. સવારનો પોહોર થતાં જ ઘાશીરામ નોબત, ટકોરા તથા વાજાંવાળાઓને બોલાવી મોટો દમામ કરવા લાગ્યો. સરકારમાં તથા દરબારી મંડળીવાળા લોકોને ત્યાં થાળ ભરીને સાકર મોકલી; અને પોતે જાતે નાનાફડનવીશના વાડામાં ગયો, ને એક રૂપાની થાળી સાકરથી ભરી નાનાસાહેબના મોહડા આગળ મુકી હાથ જોડી કહેવા લાગ્યો કે સાહેબની મેહેરબાનીથી લલિતાબાઇને રત્ન સરખો દીકરો અવતર્યો છે. જે લોકો આજ સુધી તેહના ધણીની મશ્કરી કરતા હતા તેનાં મોઢાં આજ કાળાં થયાં. આ બોલવું સાંભળી ત્યાં મંડળી બેઠેલી હતી તેમાંથી એક હિંમતવાન ગૃહસ્થે હસતાં હસતાં કહ્યું કે નાના સાહેબ! અમારું બોલવું ભાનુપ્રસાદવિષે હતું; લલિતા બાઇના સામર્થ્યવિષે અમને કાંઇ ભ્રાંતિ નહોતી.

---

## વાત ૬.

પુના શેહેરમાં નાના ફડનવીશનો કાલાવાવરમાં બનાવેલો બાગ જે હજી કાયમ છે; તેમાં નાનાપ્રકારનાં ફુલ ઝાડ રોપેલાં હતાં. તે બાગ જોવા સારુ અંગ્રેજ સરકારના બે લશ્કરી સાહેબ એક જોન્સ ને બીજો સ્મિથ નામના આવ્યા હતા. તેઓની સાથે ઘાશીરામ બાગમાં ચારે તરફ ફરવા લાગ્યો ને ફરતાં ફરતાં એક સોનવેલના ઝાડ પાસે આવ્યા; તે ઝાડની તારીફ કરીને ઘાશીરામે કહ્યું કે આ ઝાડ દેખાય છે તો નાહાનું; પણ કેઠ

ઔરંગાબાદથી મંગાવેલું છે. એ ઝાડ લાવતાં તથા તેને નહાનેથી મોટું કરતાં તથા એના મૂળમાં કેસરનું ખાતર પૂરતાં આજ સુધી બે હજાર રૂપીઆ ખર્ચ થઈ ચૂકયા છે. એ ઝાડ ઉપર ચૈત્ર વૈશાખ માસમાં ફાલ આવે છે ત્યારે ફક્ત પાંચ દસ સારાં ફુલ ઉતરે છે. તેની ખુશબો અહીંથી તે વિશ્રામબાગ સૂધી જાય છે. તેથી શોખી લોકો એક એક ફુલના દશ દશ રૂપીઆ માળીને આપી લઈ જાય છે.

ઉપર મુજબની તારીફ સાંભળી જોન્સે નીચે મુજબ વાત કહી. તે બોલ્યોઃ—

યુરોપખંડમાં હાલંડ તથા ફ્રાન્સ નામના બે દેશ છે. ત્યાંના લોકો ફુલ સારુ એટલા તો દિવાના થયા હતા કે, એક જણે હર્લેમ નામના શહેરમાં એક ફુલનું ઝાડ ઈસવી સન ૧૬૨૬ માં વાવ્યું હતું ને તેનું નામ સુખદર્શન હતું. તેનું એક ફુલ એક ગૃહસ્થે ૧૩૮૦૦ તેર હજાર આઠસો રૂપીઆ ને બે ઘોડાની સામાન સુદ્ધાં એક નવી ગાડી આપીને વેચાતું લીધું. બીજા એક ગૃહસ્થે તેમાંનું જ ફુલ ૩૯૦૦૦ ઓગણુચાલીસ હજાર રૂપીઆ આપીને લીધું. બીજું એક જાતનું ફુલ, કે જેને ગુલલાલા કહે છે, તે એક સખસે પાંચ એકર સમચોરસ જમીન આપીને ખરીદ કર્યું. એક ગૃહસ્થને વર્ષ દહાડે ૧૮૦૦૦૦ એક લાખ એંસી હજાર રૂપીઆની આમદાની હતી. તેણે ફુલ વેચાતું લેવા સારુ પોતાની સઘળી માલમિલ્કત આપી ચાર મહીના સૂધી ભીખ માગી. હાલંડ દેશમાં ફુલનું ગાંડાપણું એટલું તો વધી ગયું હતું કે, ફક્ત એક વર્ષમાં ફુલના ઉદ્યમથી ત્રણ ક્રોડ રૂપીઆ ઉત્પન્ન થયા હતા.

સદરહુ ચમત્કારિક વાત ઘાશીરામ સાંભળી ઘણો તાજુબ થયો ને નાહાના સાહેબને કહેવા સારુ તેણે એક કારકુન પાસે ટીપણુ કરાવી લીધું. બાદ બંને સાહેબોને બંગલામાં લાવી હોજ આગળ ખુરશી ઉપર બેસાડ્યા અને ફુલના હાર, ગુજરા તથા ખાનું લાવવાનું ફરમાવ્યું. ત્યાર પછી બાગનો મુખ્ય માળી સંતાજી કરી હતો, તેના દેખાવડા અને ઉંમરમાં સરખા બે છોકરા હતા. તેણે ફુલના તોરા લાવીને મેજ ઉપર મૂકવા માંડ્યા, તે ઉપરથી બોલવું શરું થયું.

**સ્મિથ**—આ બે છોકરા જોળીઆ દેખાય છે. એનાં નામ શું છે ?

**ઘા૦**—હા, એની માને ત્રણવાર જોળીઆં છોકરાં થયાં; આ બંને છોકરાનાં નામ **ભીમ** અને **અર્જુન** રાખ્યાં છે. આપના મુલકમાં જોળીઆં છોકરાં થાય છે ?

**સ્મિથ**—એવી રીતે બે છોકરાં એક વખતે ઘણી ઓરતોને થાય છે ને કદી કદી ત્રણ પણ થાય છે; વળી એક વખતે ચાર પાંચ સુધી થયાના પણ લેખ છે.

**ઘા૦**—આપણા દેશમાં જે ઓરતને બેથી વધારે છોકરાં થાય છે, તે ઓરતને છોકરાં ધવરાવવાને થાન પણ બેથી વધારે થાય છે?

**જોન્સ**—ના.

**ઘા૦**—ત્યારે બેથી વધારે છોકરાંને એક્કી વખતે ધવરાવવાનું કેમ બનતું હશે?

**જોન્સ**—એવે પ્રસંગે છોકરાંઓને ધવડાવવા બીજી ઓરતોને નોકર રાખે છે.

**ઘા૦**—એ ભીમ તથા અર્જુન જ્યારે એકસરખી પાગડી ઘાલે છે ત્યારે બરાબર ઓળખવાને મને ભ્રાંતિ પડે છે.

**સ્મિથ**—એમાં કાંઈ નવાઈ જેવું નથી; પણ ભીમ જરા ઠીંગણો છે ને અર્જુન શરીરે પાતળો છે. જોળીઆ છોકરાંમાં તફાવત હોતો નથી, એવી વાત અમારી ઘણી કિતાબોમાં લખેલી છે. અમારા દેશની રાજધાની લંડન શહેર છે. ત્યાં આગળ બે જોળીઆ છોકરા ૧૨ વર્ષની ઉંમરના દીઠામાં આવ્યા હતા. તેના શરીરનો બાંધો, ચહેરો, નાક, આંખો વગેરે ઘણું કરીને સરખાં જ હતાં. તેઓનો વિદ્યાભ્યાસ પણ સરખો હતો, બીજું તો શું? તેમની બુદ્ધિ, વિચાર, આચાર એક બીજાના સરખા હતા. વળી બીજે ઠેકાણે બે છોકરા નિકોલસ ને કુલાંડી નામના હતા. તે બંને નાહના હતા ત્યારે તેઓને ઓળખવા સારુ તેમના માબાપના નોકરોએ તેઓને હાથે જૂદા જૂદા રંગનાં દર્શણીઆં (મણગઠા) ઘાલ્યાં હતાં. તેઓ જેમ જેમ મોટા થયા, તેમ તેમ તેમનાં અંગ મોટાં થયાં; પણ તેનો બાંધો તથા મોહોડાની કળા સરખી જ રહી હતી. તેઓની ચાલ, બોલી તથા ઉભા રહેવાની ઢબ પણ એકસરખી જ હતી: તેઓનો અવાજ તથા સ્વભાવ પણ સરખો જ હતો. એ છોકરાઓ જ્યારે સરખો પોશાક પહેરતા, ત્યારે નિકોલસ કોણ ને કુલાંડી કોણ; એ તેનાં માબાપથી પણ ઓળખાતા ન હતા. એ બંને સતરંજ રમવામાં હુશિયાર હતા. તેમાં કુલાંડી સઉથી સરસ રમનાર હતો. કોઈ ઠેકાણે નિકોલસ સત્રંજ રમવા બેસતો ને દાવ પોતાના ઉપર આવશે એવું માલમ પડતું, ત્યારે કાંઈ બહાનું કરીને પોતે ઉઠી જતો ને પોતાનો પોશાક પોતાના ભાઈને પહેરાવી દાવ સમજાવી મોકલતો. તે રમવાની જગો ઉપર જઈ પોતાના

ભાઇની તરફનો દાવ આગળ ચલાવી હરાવી દેતો હતો. કોઈ વખત તે મંડળીમાંનું કોઈ પણ આ બીજો ભાઈ છે, એમ જાણી શકતો નહીં. ત્યાર પછી નિકોલસે એક શ્રીમંત કન્યા સાથે વિવાહ કરવાની વાતચિત કરી. તે વાત તે કન્યાએ કબુલ રાખી હતી. બાદ કલાંડી તેની પાસે ગયો, ને તે પણ તે જ પ્રમાણે વાત કરવા લાગ્યો. તે વખત નિકોલસની પ્રથમની મુલાકાત સમયે થયેલી વાતનો મજકુર બોલવામાં આવ્યો નહીં. તે ઉપરથી તેનું નામ પૂછ્યું, અને તેણે નામ બતાવવા ઉપરથી માલુમ પડ્યું કે આ બીજો ભાઈ છે. તેથી તે કન્યાએ જવાબ દીધો કે, મેં પ્રથમ તારા મ્હોટા ભાઇને વચન આપ્યું છે. ત્યારે તે માફ માગી રજા લઇ પાછો આવ્યો.

આટલી વાત થયા પછી ઘાશીરામે એક રૂપાની દાબડી ઉઘાડી તેમાંથી એક નહાની ચણાની દાળ કાઢી જોન્સને બતાવી બોલવા લાગ્યો.

ઘા૦—આ દાળ ઉપર કેવું કામ બનાવ્યું છે તે જુવો. એના ઉપર અંબાડી સુદ્ધાં હાથી ચિતર્યો છે.

જોન્સ—એ કામ ઘણું જ બારીક છે. વાહવા! સારી કારીગરી કરી છે! એ કોણે ચિતર્યું છે?

ઘા૦—કર્નાટક દેશના એક ચિતારાએ ચિતર્યું ને તે બદ્દલ તેને શ્રીમંતે મોટું ઇનામ આપ્યું હતું.

સ્મિથ—એ ચીજ બનાવનાર મ્હોટો ચતુર છે ખરો; પણ એ ચીજ લોકોને ઉપયોગી નથી. આવી વાતોની અમારા દેશમાં આગલા વખતમાં ઘણી પડપુછ હતી; પરંતુ હાલ તેટલી નથી.

જોન્સ—ઇટાલી દેશના એક સંતે અમારા ધર્મપુસ્તકમાંથી બાર ભક્તના ધર્મનો સાર તથા તે બારમાં એક સેંટજાન નામનો સાધુ થયો હતો, તેની શુભ વાર્તાનો સારાંશ તમારી શીવરાઈ જેવડા કડકા ઉપર લખ્યો હતો.

ઘા૦—અમારા ધર્મમાં બારથી વધારે ભક્ત કહેલા છે ને તે વિષે ગ્રંથ છે, તેનું નામ ભક્તિવિજય છે.

જોન્સ—વળી અમારી વિલાતમાં ઇલિઝાબેથ નામની મહારાણી થઈ હતી; તેને એક કારીગરે અંગુઠાના નખ જેટલો કાગળનો એક કડકો નજર કર્યો હતો. તે ઉપર અમારા ધર્મના દશ હુકમ, બાર ભક્તના ધર્મનો સારાંશ, ઇશુખ્રીસ્ટ પ્રાર્થનાસ્તોત્ર, રાણીનું નામ તથા સને એટલું લખ્યું હતું.

ઘા૦—બાળક છોકરાંને પિશાચ નડે નહીં તેસારુ અમારા લોકોમાં એવી ચાલ છે કે, રામરક્ષાસ્તોત્ર એક બારીક કાગલ ઉપર લખી તેને ત્રાંબા અથવા રૂપાના માદળીયામાં ઘાલી, તે માદળીયું છોકરાંના કોટમાં બાંધે છે.

સ્મિથ—આગળના વખતમાં ગ્રીકલોકોમાં હોમર નામનો એક મોટો કવિ થઈ ગયો છે. તેણે તમારી વાલ્મીકિ રામાયણ જેવો ગ્રંથ કરેલો છે. તે ચામડાના એક કકડા ઉપર ઘણા બારીક અક્ષરે લખેલો છે. તેની પ્રત ઘણાક લોકો પાસે છે. તે ચામડાનો કકડો એટલો તો નાહનો છે કે, તે અખરોડની ફાડમાં માય છે.

જોન્સ—એક સખસે એક ગાડી બનાવી હતી. તેનો આકાર ઘઉંના દાણા જેવો હતો. તેમાં ગાડી હાંકનાર, એક મરદ તથા ઓરત એ પ્રમાણે બેઠેલાં હતાં અને તેને એક ઘોડો પણ જોડેલો હતો.

સ્મિથ—કોઇએ હાથીદાંતના કડકાનો એક રથ બનાવ્યો હતો, તેને ચારપૈડાં હતાં ને ચાર ઘોડા જોડેલા હતા. તેવું જ એક વહાણ ડોલ કાઠી સુદ્ધાં બનાવેલું હતું. તે એટલાં તો નાહાનાં હતાં કે, તે ઉપર માંખી બેઠી, એટલે તેહની પાંખથી રથ અને ઝાજ ઢંકાઇ ગયાં.

ઘા૦—નાશિકના એક કંસારાએ સોયના નાકામાંથી નિકળે એવી નાહની ગણપતિની મૂર્ત્તિ બનાવીને માનાજી સીંધીયા પાસે આણી. તે જોઇને કારીગરને પાંચ હજાર રૂપીઆ આપી તે મૂર્ત્તિ માનાજીએ લીધી હતી.

જોન્સ—લંડન શહેરમાં એક લુહારે લોઢું, પોલાદ ને પિત્તળના અગિઆર કકડાનું એક તાળું તથા કુંચી એવાં બનાવ્યાં હતાં કે, તે વજનમાં અરધી ચણોઠી ભાર હતાં. તે જ પ્રમાણે એક સોનીયે એક સોનાની સાંકળી ૪૩ કડીની બનાવી હતી; તેમાં તે તાળું તથા કુંચી પરોવીને તે સાંકળી એક જીવતા ચાંચડના ગળામાં પહેરાવી. તે ચાંચડ લઇને ચાલ્યો ગયો. એ તાળું, કુંચી, સાંકળી તથા ચાંચડ મળીને સર્વનું વજન પોણી ચણોઠી બરાબર હતું.

૨ ચેરી નામનું ફળ બોર જેટલું હોય છે. તેના બીની એક જણે ટોપલી બનાવી હતી. તેમાં ચઉદ જોડ પાશા હતા, ને તે પાશા ઉપર ટપકાં તથા આંકડા મૂકેલા બરાબર દેખાતા હતા.

૩ રોમ શહેરમાં એક સખસ કોતરેલી ચીજો દેખાડવા લાગ્યો હતો; તેમાં સોળસેં રકાબીઓ હતી. તે દરેકની આકૃતિ સંપૂર્ણ હતી. પરંતુ તે રકાબીઓ એટલી નહાની હતી કે, એક મરીના દાણાને કોરીને તેની દાબડી બનાવી તેમાં તે સોળસેં તબકડી મવડાવી હતી.

૪ એક જણે લોઢાની ઘંટી બનાવી, તે પોતાની મેળે ફરતી હતી. તે અંગરખાંની બાહેમાં સહેજ રહી શકે એટલી નહાની હતી. અને તે ઘંટીથી આઠ માણસ ખાય એટલું એક દહાડામાં દળાતું હતું.

૫ સાડા ત્રણ તસુ સમચોરસ કાગળના કકડા ઉપર એક સખસે ૯૩૪૮૦ અક્ષર લખ્યા હતા.

ઘા૦—એક વણકરે અઢી માસા રેશમનો તાર એવો ઝીણો કર્યો હતો કે, તે લંબાઇમાં દોઢ ગાઉ સૂધી પહોંચે. તે જ પ્રમાણે એક બીજા વણકરે એક સાડી તૈયાર કરી હતી. તે એક નહાના માદળિયામાં સમાઇ શકે એવી હતી.

જોન્સ—એક સંચો એવો બનેલો છે કે, તેથી ઉન એટલું બારીક કંતાય છે, કે અર્ધશેર ઉન ૧૦૫ રૂપીઆની કીમતે કંતાવ્યું. તેના ધાગાના કડકા ૯૫ થયા હતા. તે એક એક કકડો ૧૧૨૦ હાથ લાંબો હતો. એ સઘળા ધાગાની લંબાઈ ૧૫ કોશ અને ૮૦૦ હાથ હતી.

૨ ઈસ્વી સન ૧૬૧૯ ના વર્ષમાં જેફ્રિહડસન નામનો એક સખસ ઈંગ્લંડમાં જન્મ્યો હતો. તે આઠ નવ વર્ષની ઉમરનો થયો ત્યારે દોઢ ફુટ ઉંચો હતો. તે ત્રીસ વર્ષનો થયો ત્યાંહાં સૂધી એટલો જ ઉંચો રહ્યો. બાદ વધવા લાગ્યો. તે ત્રણ ફુટ ૩ ફુટ ઉંચો વધ્યો. તે ૬૩ વર્ષનો થઈ મરી ગયો.

હવે અમે ખાઈ રહ્યા. થોડી ચાહ મંગાવો, એટલે બસ થયું.

ઘા૦—એટલામાં શું જમી રહ્યા? હજી પકવાન્ન આવવાનાં છે. અમારા શહેરમાં એક તૈલંગો બ્રાહ્મણ આવ્યો હતો; તે ટેબલ ઉપરનું તમામ ખાનુ ખાઈ રહ્યા પછી પણ વધારે માગ્યા વગર રહેતો ન હતો.

સ્મિથ—એક તૈલંગો બ્રાહ્મણ એક ટંકે કેટલા લાડુ ખાય?

ઘા૦—એક વખતે સવાસો લાડુના ખાનાર છે.

જોન્સ—સિરિયા દેશમાં એક બૈરી હતી, તે એક દિવસમાં તીસ મુરગી ખાતી, તોંપણ તેટલાથી એનું પેટ ભરાતું ન હતું.

આરીલયન નામનો બાદશાહ હતો. તેની રુબરુ એક ફ્રાગન નામના સખસે એક જંગલનાં તમામ ડુક્કર, એક બકરો, એક ગામઠી ડુક્કરનું બચ્ચું ને સો ભાખરા એટલું ખાધું ને તે ઉપર પુષ્કળ દારુ પીધો હતો.

ક્લાડિયસ આલ્બિનસ નામનો બાદશાહ હતો. તે સવારમાં નહારકોઠે પાંચસેં અંજીર, સો ઝમરુખ, દસ ખરબુજાં તથા એક ટોપલી ભરી દ્રાક્ષ ખાઈ ગયો હતો.

**સ્મિથ—માક્સિમિયન** નામનો બાદશાહ હતો, તે ખાઇ ખાઇને એટલો જાડો થયો હતો કે, તેની બૈરીનાં હાથનાં કલ્લાં તેની આંગળીયે વીંટી જેવાં જણાતાં હતાં.

**ઘા૦**—અમારા સસરા ઘણા પુષ્ટ છે; પણ તેનાં આંગળાં એટલાં જાડાં થયાં નથી. **ભીમ**સેનના જેવો **માકિસમિયન** હશે એમ જણાય છે.

**જોન્સ**—વેટેલિયસ નામનો બાદશાહ એક દિવસે પોતાના ભાઇને ઘેર જ્યાફતમાં ગયો ત્યાંહાં તેણે બે હજાર માછલી ને સાત હજાર પક્ષી ખાધાં.

**ઘા૦**—દુર્વાસ ઋષિને સાઠ ખાંડી અંન જમવા જોઇતું હતું, એવું અમારા **ભારત**માં લખ્યું છે, તો તમારા બાદશાહ શા હિસાબમાં ?

આ પ્રમાણે વાત સાંભળીને **જોન્સ** તથા **સ્મિથ** હસીને પેચમાં બોલ્યા કે, કોટવાલ સાહેબે અમને માત કરી હરાવી દીધા. હવે રજા આપો, એવું કહી પોતપોતાને મુકામે ગયા.



## વાત ૭.

શ્રાવણ મહીનામાં **બેલ**બાગમાં જનમાષ્ટમીને દિવસે મોટો ઉત્સવ થાય છે. તે રાત્રે વેશ નિકળે છે. તેનો બંદોબસ્ત રાખવાનું **નાના**ફર્દનિવીશે **ઘાશીરામ**ને કહ્યું હતું. વેશ કાઢનારા ઘણી જાતના લોક હતા. એ તમાસો જોવા સારુ ત્યાંહાં ઘણાં લોકો ભેળાં થયાં હતાં. એ તમાસામાં એક વખત **ઘાશીરામ** તથા તેના હાથ નીચેનો મુખ્ય જમાદાર **જાનરાવ પોવાર** ગયા હતા. **ઘાશીરામ**ની સ્વારી આવ્યા પછી વેશ આવવાનો આરંભ થયો. કેટલાક વેશ આવી ગયા પછી ભાટનો વેશ આવ્યો. તે ભાટે **સવાઇ માધવરાવ** તથા **નાના ફર્દનવીશ**ની તારીફ કરી. પછી **ઘાશીરામ**ની સામે આવીને ખુશામતના બોલ બોલવા લાગ્યો :—

અરે સરદાર ! આપ અમારા શાહેરમાં છો તો વાઘ અને બકરી એક આવારે પાણી પીએ છે. ચોરતોએ બદફેલી કરવી છોડી દીધી છે. આપનું ધૈર્ય એવું છે કે, કોઈ વખત પર્વત હાલે; પણ કોઇ પ્રસંગ આવે તો આપ જરા ડગમગો નહીં.

આ વાત સાંભળી કોટવાલ સાહેબે જવાબ દીધો કે "તેણે મારી ખુબ પારખ કરી; તેરે જેસા કદરદાન મેરે દેખનેમે આયા નહીં. તેરા સચ્ચ બચન સુન કરકે મેરી આત્મા સુપ્રસન્ન ભઇ. મેરે ધામકોં તું પ્રભાતકોં આવેગા તો તેરે તંઈ સેલા પગડી બખશીશ કરુંગા." આટલું બોલતું થયું,

એટલામાં બીજો વેષ જૈન લોકોના ગોરજીનો આવ્યો. તેણે પોતાના મોહોડા ઉપર કડકો બાંધ્યો હતો. માત્ર નસકોરાં તથા આંખ એટલું જ ખુલ્લું રાખ્યું હતું. એ વેષ આવતાં જ ભાટ એક બાજુપર થઇ ગયો. પછી તેણે તથા ગોરજીએ ખેલ શરુ કીધો.

**જતી**—સર્વ લોકોનો ઉદ્ધાર કરવા શ્રી આબુજી પર્વત ઉપર જૈન ધર્મ પ્રગટ થયો. ત્યાં મહાપ્રભુજી શ્રીપારશનાથજી અદ્યાપિ બિરાજે છે. તેનાં મંદિર જેવાં ઉંચાં તથા પવિત્ર સ્થલ ચારે દિશામાં બીજે ક્યે નથી. ત્યાંથી પૃથ્વીની ચારે દિશા દેખાય છે. અમારો ધર્મ પ્રગટ થયો, તે વખતે સઘળી જાતના લોકો એકઠા થયા હતા. તેમાં મરેઠા, મુસલમાન તથા ફરંગી માત્ર નહોતા. કારણ કે એ લોકો રસ્તો ચૂકી ગયા. તેમાં મુસલમાન મક્કા તરફ ગયા. મરેઠા કાશી તથા રામેશ્વરમાં અટકી ગયા ને ફિરંગી ક્યાં નાશી ગયા, તેનું કાંઇ ઠેકાણું લાગ્યું નહીં. તેથી કરીને આ ત્રણે વર્ણ અજ્ઞાનપણામાં રહી છે.

**ભાટ**—ખરી વાત! આ ખરી વાત છે! આ મહાપુરુષના પગ પકડો, એટલે તમે નરકની પેલી તરફ જશો. જતીજી! આપે કયા કયા દેશો જોયેલા છે?

**જતી**—આ પૃથ્વી ઉપરની કોઈ જગ્યો મારા જોયા વગરની રહી નથી.

**ભાટ**—કાશીવિશ્વેશ્વર તથા રામેશ્વર ગયા હતા?

**જતી**—તમે એ નામો લીધાં તો અમે એક ક્ષણ ત્યાં ઉભા રહેનાર નથી. એ બંને રસ્તા નરકમાં જવાના છે.

**ભાટ**—શ્રોતાઓ! તમે ધ્યાન રાખીને સાંભળો, તમે ધ્યાન રાખીને સાંભળો! પારસનાથ સિવાય બીજો દેવ કામનો નથી.

**જતી**—અહિંસા કરવી નહીં, સાધુએ કોઇ સ્ત્રીનો સ્પર્શ કરવો નહીં, એ અમારો મુખ્ય ધર્મ છે.

**ભાટ**—પરસ્પર ચાલે છે ને ચાકરો તો હોય જ છે.

**જતી**—અમારે સેવકોને ઘેર દર્શન આપવા ફરવું પડે છે, તેથી થાકી જાઇએ છઇએ; વાસ્તે રાત્રે પગ ચાંપવા સારુ એક બે છોકરા રાખવા પડે છે.

**ભાટ**—(માથું હલાવીને) ખરી વાત છે ખરી વાત! મને માલુમ નથી. હશે, તમે આ કચેરીની મંડળીને ઓળખો છો!

**જતી**—આ ઘાશીરામ કોટવાલ, એના બાપને અમે ઓળખીયે છીયે. આ જાનરાવ પોવાર એની તો સાત પેઢીની હકીકત કહી બતાવું. એને અમે નાગા ઉઘાડા ફરતા જોયા છે. એની સાસુ સાથે અમારે ઘણી વખત એકાંત બેસવું થતું હતું. એની સ્ત્રી ગોપિકા બાઇને અમે માળે લઈ ગયેલા, અને તેણે અમારા મોહોમાં ને અમે તેના મોહોમાં પાનનાં બીડાં ખવડાવેલાં હતાં. વળી એની ખૂણાની વાતો પણ અમારા જાણ્યામાં છે. તે એ કે એની વહુની ડુંટીની આસપાસ ગોલ ભીલામાનો મોટો ડામ છે.

આ પ્રમાણે બોલતાં જ સઘળી મંડળી હસી પડી ને જાનરાવ પોવાર તરફ જોવા લાગી. તેથી જમાદારને ઘણો ગુસ્સો આવ્યો. "તેરી ભેનકા જતી * *" એવી ગાળો દઈ તરવાર મ્યાનમાંથી કહાડી જતીની વાંસે દોડ્યો. તેવો જ જતી હાયરે કરીને નાસવા લાગ્યો. તેથી ચોતરફ ગડબડ થઇને હાહાકાર થઈ રહ્યો. ને લોકો નાસવા લાગ્યા તેથી ધક્કા મુકી થવાથી દીવા ગુલ થઈ ગયા. તે વેળા ઘાશીરામ ગભરાઇને ગરદી-માંથી નાસવા લાગ્યો; તેવું તેનું સેલું પગમાં ભરાવાથી ઉંધો પડી ગયો ને પાગડી દૂર ઉડી ગઈ ને ગુંઠણ છોલાઈ ગયા, ને મોહોડામાં વાગ્યું; તો પણ તેવો જ ઉઠીને નાસતો નાસતો શુકરવારની ચાવડીપર ગયો; અને "દોડો રે દોડો" એવી બુમો પાડી. ચાવડી ઉપર જુવે છે તો એક સિપાઈ હાજર ન હોતો. તે સઘળા તમાસો જોવા ગયા હતા. તેથી તે જ ચાવડીના ઓટલાપર બેઠો. પછી બેલબાગમાં ગડબડ થોડી કમી થઈ, એવું જોઇને હળવે હળવે બેલબાગ તરપ આવવા લાગ્યો. રસ્તામાં રણસીંગાવાળો મળ્યો. તેણે કહ્યું કે, "અમે આપને જ શોધીએ છૈયે; આપ લ્યાં કયાંથી આવ્યા? હવે સઘળું સમાધાન થયું. વેશધારી લોકો આપની વાટ જુવે છે." તે ઉપરથી ઘાશીરામે તેને રણસીંગું ફુંકવાનું કહ્યું ને પોતે મોટા દબદબાથી બેલબાગ તરપ ગયો. માથે પાગડી ન હોતી, તેનું કાંઈ ભાન હતું નહીં; ને તમાસામાં જઇને બેઠો ત્યાં ભાટનો વેશ ઉભો હતો. તે ભાંટ મોહોડા આગળ આવી બોલવા લાગ્યો.

**ભાટ**—આપે એટલો શ્રમ શા માટે લીધો? અને સેલું પાગડી કયાં ગયાં?

**કો૦**—(જરાક ચમકયો; પણ પાછો ઠેકાણે આવી બોલવા લાગ્યો કે) સરકારની ચાકરી બજાવતાં જીવ જાય તો ફિકર નહીં, એવો અસ-લથી અમારો નિશ્ચય છે. અગર ગરદીને વિખેરી નાખતાં મરી જાત તો,

તને સેલું પાગડી બક્ષીસ આપવા કહ્યું હતું તે રહી જાત. તેથી કરીને ઉતાવળમાં તારી પાસે સેલું પાગડી નાંખી હું તરવાર શોધવા ગયો હતો.

**ભાટ**—મહારાજ! બક્ષીસ તો ભરીપૂરીને પામ્યો, પરંતુ ગરદી શાની? તે જતી તો જાનબા પોવારનો સસરો હતો. આપનો હજુરી બાલોજી સીતોલ્યા, આપે તેને ઓળખ્યો નહીં શું? તે જ જતી હતો. સસરા જમાઇની તે ગરદી શાની? અમે જમાદારને તે જ વખત બચાવી રાખ્યો હતો, અને આપનું સેલું તથા પાગડી એક ચોર બગલમાં મારી નાસતો હતો, તેને પકડી ચાવડી ઉપર રવાને કર્યો છે. આ વાત સાંભળી ઘાશીરામને ઘણી જ લાજ આવી, તેથી તથા ઘુંટણ ને મોઢામાં વાગવાથી તે દુખતાં હતાં, તેથી અમારે હવે રોન ફરવા જવું જોઇએ, એવું બાનું કરી તમાશામાંથી ઉઠી ચાલ્યો ગયો.



## વાત ૮.

ઘાશીરામની મા વૃદ્ધ થઇને મરી ગઇ. તેને ધારા પ્રમાણે દહન દીધા પછી, ઘાશીરામે પોતાના દેશનો એક પંડિત બોલાવી, તેની પાસે ગરુડ પુરાણ વંચાવવાનો આરંભ કર્યો. પંડિતજીએ પુરાણ વાંચી અર્થ સમજાવ્યો. તે પુરાણમાં એવું લખ્યું હતું કે, પ્રેત (મરનાર) નો સંતાપ દૂર થવાને તથા તેની નવી દેહ પ્રાપ્ત થવાને નવ દહાડા સુધી નિત્ય તર્પણ કરવું અને એક પિંડ આપવો. દશમે દિવસે પ્રેતનો અરધા અંગુઠા જેટલો લિંગદેહ ઉત્પન્ન થાય છે; માટે તેને ભુખ તરસને વાસ્તે પિંડ આપવા પડે છે, તેથી તે દિવસે દશ પિંડ કરવા પડે છે. બાદ અગિયારમા, બારમા, ને તેરમાને દિવસ શ્રાદ્ધ કરવું પડે છે. તેમ જ માસીસા તથા વરસીને દિને શ્રાદ્ધ કરવું પડે છે. પ્રેતને ધર્મરાજ પાસે લઇ જાય છે. તે વખત રસ્તામાં તેને દુઃખ ન થાય, તે સારુ શ્રાદ્ધ સમયે જરૂર ગાય, પથારી, જોડા, છત્ર, પંખો, કુંભ (ઘડો), શેરડીની હોડી તથા દીવી; એટલી વસ્તુનું દાન કરવું. બળદ છોડાવવા, ને જો એટલું ન થાય તો પ્રેતને પિશાચયોની પ્રાપ્ત થાય છે, ને તેનો મોક્ષ થતો નથી. સર્વ કાળ તૃષાની પીડાથી મોટું દુઃખ પામે છે; કારણ કે પ્રેતના ગળાનું છિદ્ર સોયના નાકા જેવું બારીક છે, ને પીપળાનાં પાંદડાં ઉપર વરસાદ તથા ઝાકળનાં ટીપાં પડે છે, તે જમીનપર પડતાં પહેલાં ઝીલી લે તેટલું જ માત્ર પિશાચના પીવાના કામમાં આવે છે. બીજે સઘળે ઠેકાણે જ્યાં જ્યાં પાણી છે, ત્યાં વરુણ દેવતાએ પોતાના દૂતો મૂકી ભૂતોને પાણી લેવાની બંધી કરી છે. તે કારણસર પિશાચનું

રહેવું હમેશ પીપળા ઉપર થાય છે. આ પ્રમાણે પંડિતજીએ ખુલાસેથી અર્થ સમજાવ્યો. પછી ઘાશીરામે પંડિતજીને એકાંતમાં લઈ જઈ વાતચિત કરી તે:—

**ઘા૦**—હવે હું મહારી માનું કારજ વિધિપૂર્વક કરીશ. આપ આજ્ઞા કરશો તેથી બમણું દાન આપીશ. મારા બાપ મરી ગયા ત્યારે મને ગરુડ પુરાણમાંની કાંઈ પણ વાત કોઇએ સમજાવેલી નહીં, તેથી મેં તેમની વાટ ખરચીની તજવીજ કરેલી નહીં. હવે શું કરું? તેમને પિશાચયોનીમાં દુઃખ પડતું હશે.

**પં૦**—આપે મનમાં ખોટું લાવવું નહીં; મને તેનો ઇલાજ માલુમ છે.

**ઘા૦**—ત્યારે કહો મહારાજ કહો! હું આપનો દાસ થઇને આપની આજ્ઞા પ્રમાણે કરીશ.

**પં૦**—આપના બાપને મુવાને જેટલાં વર્ષ થયાં હોય, તેટલાં કુંભ એટલે ઘડા તૈયાર કરવા; તેમાં એક રૂપાનો ને બાકીના સઘળા ત્રાંબાના કરાવવા. જે દહાડે તેની મરણતિથિ હોય, તે દહાડે શ્રાદ્ધ કરીને સઘળા ઘડા દૂધે ભરીને કનોજીયા જાતના બ્રાહ્મણોને આપવા; એટલે તમારા બાપનું સર્વ દુઃખ દૂર થઇ તેનો મોક્ષ થશે.

**ઘા૦**—મારા બાપને મરવાને બાર વર્ષ થયાં છે, તેથી બાર કુંભ કરાવવા પડશે. તે સઘળા કુંભોમાંનું દૂધ તેને કોણ પહોંચાડશે?

**પં૦**—બ્રાહ્મણો તે દુધ વરુણને પોહોંચાડશે, વરુણ શ્રીકૃષ્ણ પાસે લઇ જશે. બાદ ત્યાંથી સૂર્યનારાયણ પાસે આવશે ને ત્યાંથી તમારા બાપને મળશે.

**ઘા૦**—એટલે દૂર સુધી જતાં દૂધ બગડશે નહીં વારુ? ને એકદમ બાર મણ દૂધ પીવાથી મારા બાપને મોરચી થઈ તો પછી શું કરશું?

**પં૦**—મંત્રના જોરથી દૂધ બગડશે નહીં ને આપના બાપ સાથે બીજા પિતૃઓ છે તેથી કરીને તમારા બાપને ભાગે દૂધ ઘણું થોડું આવશે.

**ઘા૦**—ઘણું સારું, માનું તેરમું જે દીને છે તેને બીજે દીવસે બાપની સમચરી છે; વાસ્તે આપે ચાંદીનો ઘડો લેવા આવવું તથા બીજા આપની જાતના ૧૧ બ્રાહ્મણ લાવવા જોઇએ.

**પં૦**—મેં એવું દાન કદી લીધું નથી ને લેનાર પણ નહીં; કારણ કે એવું દાન લીધા પછી પ્રેતનું સઘળું પાપ દાન લેનારને માથે આવે છે.

**ઘા૦**—નહીં મહારાજ, આપ એવાં વચન શું બોલો છો? આપ ઇશ્વરને સેવો છો; પછી આપને ભય શાનો? મારી ખાતર સારુ એટલી તરદી લેવી જ જોઇએ.

પં૦—આપના આગ્રહને લીધે હું કબુલ કરૂંછું, પરંતુ એવું દાન લીધા પછી મારે તથા મારી સાથેના બ્રાહ્મણોને પ્રાયશ્ચિત્ત કરવું પડશે ને તે પ્રાયશ્ચિત્ત કરતાં ઘણો ખરચ લાગશે.

ઘા૦—હરેકને કેટલો ખરચ થશે?

પં૦—થોડામાં થોડા સવાસો રૂપીઆ ખર્ચ લાગશે.

ઘા૦—કાંઇ ફીકર નહીં; એક કુંભ પાછળ સવાસો રૂપીઆ દક્ષણા આપીશ, એટલે બસ થશે.

આ પ્રમાણે એકાંત વાતચિત થયા પછી પંડિતજી પોતાને ઘેર ગયા. બાદ ઘાશીરામે એક કુંભ રૂપાનો ને ૧૧ કુંભ ત્રાંબાના તૈયાર કરાવ્યા. બાપની સમચરીને દિવસે પંડિતજીને બોલાવા મોકલ્યું. ત્યારે પંડિતજી પોતાના મોટા ભાઈ, એક પીતરાઇ ભાઈ, બે ભાણેજ, પોતે મણિયાર જાતની પરદેશણ રાખેલી હતી તેના બે છોકરા, ને રાખેલી ઓરતના બાપ તથા બે ભાઈ, તથા પોતાના ભાઇની રાખેલી કુંભારણનો એક છોકરો; એ સર્વને કપાળે પોતાની પેઠે વિભૂતિ લગડાવી તથા ચંદનના ટીલાં કરાવી, એ ૧૧ જણને લઇ કોટવાલને ઘેર આવ્યા. પછી રૂપાના તથા ત્રાંબાના ઘડાઓનું દક્ષણા સહિત દાન લઇને, બાર પુરી સારી પેઠે જમીને તથા પાનના બીડાં ખાઇને ઘેર ગયા. પછી મણિયારણ તથા કુંભારણના છોકરાંઓનાં ટીલાં ભુંસાવી નાંખીને માથે ફેંટા બંધાવી, બારે કુંભમાંનું દૂધ એક બીજા વાસણમાં ભરાવી બજારમાં વેચી નખાવ્યું. બે ત્રણ દહાડા પછી પંડિતજી પોતે દાઢી મુછ મુંડાવી કોટવાલને મળવા ગયા. તેની સાથે "ઇકડુન ટીકડુન" ની વાતો કરી કોટવાલ પંડિતજીનો હાથ પકડીને કોટડીમાં લઈ ગયા. તે જગે આ પ્રમાણે બોલવું થયું.

ઘા૦—પંડિતજી, આપને મોટું પ્રાયશ્ચિત્ત કરવું પડયું, એ વાત ખરી છે; પણ અમારા બાપનો નરકયોનિમાંથી છૂટકો થયો.

પં૦—હા, થયો ખરો; પણ થોડી વાત રહેલી છે, તેનો દાખલો ગઈ રાત્રે સ્વપ્નમાં અમને માલુમ પડ્યો છે, તે આપને કહેવાને આવ્યો છું.

ઘા૦—કે વાત રહી ગઈ છે, ને સ્વપ્નામાં શું માલુમ પડયું છે?

પં૦—સ્વપ્નમાં એવું માલુમ પડયું કે, આજ સુધી સઘળું તો બરાબર થયું; પણ માબાપને અન્ન પાણીની તજવીજ અદ્યાપિ સુધી કાંઈ થઈ નથી.

ઘા૦—તેને સારુ શું તજવીજ કરવાની છે? મારું વતન સરકારમાં ઘણું થોડું છે ખરું; તો પણ આપની મહેરબાનીથી ખરચ કરવાને કાંઇ કમી નથી.

પં૦—હવે એવું કરો કે, દરરોજ સવારમાં બે શીધાં, નિર્મળ પાણીએ ભરેલી બે ગોળી; એ રીતે એક પવિત્ર બ્રાહ્મણના દંપતીની (ધણી ધણીયાણી) પૂજા કરીને તેને આપવા, એટલે માબાપને સઘળું પહોંચ્યું.

ઘા૦—આપ એક દંપતીને શોધી કહાડી દરરોજ સવારે મોકલ્યા કરજો. ઘણું સારું, એમ કહી કોટવાલને આશીર્વાદ દઇ પંડિતજી પોતાને ઘેર આવ્યા. ઘરમાં પરણેલી સ્ત્રી કોઇને નહોતી, તેથી પોતાના મોટાભાઇ, તથા તેની રાખેલી કુંભારણ, એ બંને દંપતી કોટવાલ પાસે મોકલવાનો બેત કર્યો. પોતાનો ભાઇ તથા કુંભારણ ઘાશીરામને ઘેર શીધું તથા કુંભ લેવા જતાં હતાં; ને ત્યાં જતી વખત કુંભારણ બ્રાહ્મણીનો પહેરવેશ વગેરે કરતી હતી. પાછાં ઘેર આવ્યા પછી કુંભારણ ઘડા બજારમાં વેચી આવી પૈસા લાવતી; ને તે શીધું તથા દક્ષણા ઉપર પંડિતજી તથા તેના ભાઇઓ, પોતાનો નિર્વાહ બીજી આમદાનીની ગરજ શિવાય સારી પેઠ કરવા લાગ્યા. પંડિતજી કોઇ કોઇ વાર તિથિ પર્વણી હોય ત્યારે જાતે ઘાશીરામને ઘેર જતા આવતા. આવી રીતે પાંચ છ મહીના ગુજર્યા. એક દિવસે કોટવાલે પંડિતજીને બોલાવી એકાંત લઇ જઇ વાતચિત કરી તેઃ—

ઘા૦—પંડિતજી! ગઇ રાત્રે માબાપ સ્વપ્નમાં આવ્યાં, ને પાણી, પાણી, પાણી! એવા શબ્દ બોલ્યાં, તેનું કારણ શું છે?

પં૦—આજ ત્રણ દિવસ થયા આપને ઘેરથી જે ઘડા મળ્યા છે, તે ત્રણે ઘડા કાચા હતા, તે સબબથી દંપતીને ઘેર પહોંચતાં પહેલાં ફૂટી ગયા હતા; સબબ ત્રણ દિવસ સુધી માબાપને પાણી પહોંચતાં હરકત થઇ. આ વાતની આપને સૂચના કરવાની શંકા થઇ હતી; પણ હું આપને કહેવા આવ્યો નહીં.

ઘા૦—પંડિતજી! અહીં ભીડ શાની છે? તમારે મારી સાથે કાંઇ પડદો રાખવો નહીં. પાણી રાખવાની કાંઇ બીજી તજવીજ કરો.

પં૦—ચીનાઇ માટીના સફેત રંગના ઘડા મળે-છે. તે મંગાવીને નિત્યે દંપતીને આપતા જાઓ; અને અમાસને દહાડે એક ત્રાંબાનો હાંડો ભરીને આપવો; તેથી કરીને એવું થશે કે, માટીનું વાસણ કાંઇ કારણથી કદાચ ફૂટી ગયું તો હાંડામાંના પાણીથી પિતૃઓની તરશ બૂઝશે.

આ વાત સાંભળી કોટવાલે કહ્યું કે, એ ઘણી સારી વાત છે. પછી પંડિતજીને તેને ઘેર જવાની રજા આપી; ને ત્યારથી ચીનાઇ માટીના કુંભ મગાવી આપવા માંડ્યા. મહીનો પૂરો થાય, એટલે એક ત્રાંબાનો હાંડો આપવા માંડ્યો. પંડિતજીના ભાઇ જે ચીનાઇ માટીના ઘડા લાવતા

હતા, તે પંડિતજીની રાખેલી મણિયારણની દુકાન હતી, ત્યાં વેચવા સારુ, લઇ જઇને મૂકતા હતા. જ્યારે ઘાશીરામના નોકરને ચીનાઈ માટીના ઘડા બીજે ઠેકાણે ન મળતા ત્યારે તેઓ એ જ દુકાનેથી વેચાતા લાવતા હતા. આ પ્રમાણે પંડિતજી તથા તેના ભાઇ તથા તેની રાખેલીઓનો રોજગાર ઘણા દિવસ ચાલ્યો. પછી તે રોજગાર કયારે બંધ થયો, તેની શોધ વાંચનારાઓની મરજી હોય તો તેઓએ જાતે કરી લેવી.

---

## વાત ૯.

ઘાશીરામને કીમિયાનો છંદ ઘણો હતો, તેથી કરીને કોઇ પણ કીમિયાગર અથવા રસાયન શાસ્ત્ર જાણનાર વૈદ અથવા ઓલીઆની બાતમી માલુમ પડતી તો તેની પાસે પોતે જતો ને તેઓને પોતાને ઘેર પણ બોલાવતો, ને તેઓની પાસે તરેહ તરેહના કામો કરાવતો હતો. આ ફંદમાં તેણે સેંકડો રૂપીઆ ગુમાવ્યા, એ વાત સઘળા લોકોમાં સારી પેઠે જાહેર થઈ હતી. ભાંબુરડ ગામની વાડીમાં એક બ્રાહ્મણ આવીને ઉતર્યો હતો; તેણે પોતાની જટા તથા નખ વધારેલા હતા, અને સઘળે શરીરે વિભૂતિ ચોળી હતી. તેનું નામ વાઘાંબરી બાવા હતું. તેની સાથે બે શિષ્ય હતા. તે ગામમાં જઇને ભીખ માગી લાવી બ્રહ્મચારી બાવાને ખવાડતા હતા. બાવા હંમેશ એક પીપલાનાં થાળાં ઉપર આંખો બંધ કરી વાઘના ચામડા ઉપર બેસી માળા ફેરવતા હતા. કોઇ પાઈ પૈસો તેની આગળ નાંખે તો તે ઉપર નજર કરતા નહીં. સમાધિ પૂરી થયા પછી આંખો ઉઘાડતા, ને મોહોડા આગળ જે પૈસા, ફુલ, પાન, અથવા ફળ વગેરે કાંઇ પડેલું હોય, તે સઘળું લાત મારીને પીપળાના થાળા નીચે નાંખી દેતા હતા, તે છોકરાંઓ લઇ જતાં હતાં. આ કારણથી આજુ બાજુના લોકોની ભક્તિ રોજ રોજ બાવા ઉપર વધતી ગઇ. પછી દરરોજ ઘણા પૈસા એકઠા થવા લાગ્યા. પછી બાવાજીના મોહોડા આગળ મૂકેલી હરેક ચીજ તે લેતા નથી, એવું લોકોને માલુમ પડવાથી સીધું તથા હરેક ચીજ તેના શિષ્યને આપવા લાગ્યા; અને રાત્રે બાવાજી પૂજા કરી રહ્યા પછી જમતા. તે વખત કેટલીક મંડળી પ્રસાદ લેવા સારુ આવવા લાગી. દેવપૂજા પૂરી થયા પછી આરતી કરીને દેવની આગળ બાવાજી પાનનાં બીડાં મૂકતા હતા. તે ઉપર કોઇ વખત પુતળિયું ને કોઈ વખત મોહોર કમ્મરમાંથી કાઢીને મૂકતા હતા. તે જોઇને લોકો ઘણા તાજુબ થયા. એક દિવસે એક જણે અધમણ બાસુદી, આટો તથા ઘી લાવીને શિષ્યને સોંપ્યું

હતું. તે દિવસ બાવા બાસુદી પુરી સારી પેઠે જમ્યા પછી, પ્રસાદ લેવા મંડળી આવી હતી. તેની રુબરુ એક શિષ્યે પૂછયું કે આજે બાસુદી કયાંથી લાવ્યા હતા? ત્યાં બાસુદી લાવનાર પણ પ્રસાદ લેવા આવ્યો જ હતો; તેને એક શિષ્યે આંગળીના ઇસારાથી બતાવી કહ્યું કે આ ગૃહસ્થે બાસુદી પુરીની સામગ્રી આપી હતી. તે ઉપરથી બાવાને ઘણો ગુસ્સો ચહડ્યો, ને જલદીથી ઉઠીને પોતાની ધુણીમાંથી બળતું લાકડું લઇને શિષ્ય ઉપર ફેંક્યું, પણ તે તેને લાગ્યું નહીં. મારું બધું શરીર વટલાવ્યું. પેટમાં ગયલો સઘળો પદાર્થ બાહાર કહાડી નાખ્યા શિવાય બીજો કાંઇ ઇલાજ નથી; વાસ્તે હવે પેટ ફાડવું જોઇએ. એવું કહીને રાંધવાની જગોપર છુરી પડેલી હતી તે લેવા સારુ બાવો દોડ્યો. તેવા જ બે શિષ્યે તેના હાથ પકડીને ક્ષમા ગુરુજી ક્ષમા! એમ કહીને પ્રસાદ લેવા આવેલી મંડળીને "વારો વારો નહીં તો અનર્થ થશે" એવું ગભરાઇને બોલવા લાગ્યા. તે ઉપરથી તે મંડળીએ ઉઠીને કોઇએ બાવાજીના પગ પકડ્યા, કોઇએ લાંબા થઇને દંડવત્ કર્યાં, કોઇ આંખમાંથી આંસુ પાડી વીનવવા લાગ્યા; ત્યારે બાવાજી મૂર્છા આવ્યા પ્રમાણે કરી જમીનપર પડ્યા. પછી બે શિષ્યોએ તેને ઉચકી તેના બિછાના ઉપર સુવાડી દીધા, ને પંખાથી પવન નાંખવો શરુ કર્યો, ને મંડળીના લોકોને રજા આપી. આ સઘળી હકીકત ચાવડી ઉપરના સીપાઇની તરફથી ઘાશીરામને જાહેર થઇ. તે ઉપરથી તે બીજે દિવસે સવારમાં બાવાજીને મળવા આવ્યો. તે વખત બાવાજી પાપળાના થાળા ઉપર સમાધિ ચહડાવી બેઠા હતા. તેની આગળ કોટવાલ લ્હેજોભર ઉભો રહ્યો. તેના સ્વારીના ઘોડાએ ખંખાર્યું, તોપણ બાવાજીએ આંખ ઉઘાડી નહીં. ત્યારે કોટવાલે રણસીંગું ફુંકવાનો હુકમ કર્યો; તોપણ બાવાજીનું આસન ડગમગ્યું નહીં. તેથી કોટવાલ પાછા જવા લાગ્યા. તે વખત શિષ્યોમાંના એક શિષ્યે તેના ઘોડા પાસે જઇને કહ્યું કે, સ્વામીની સમાધિ બે પહોર સુધી પૂરી થતી નથી, વાસ્તે આપને મુલાકાત કરવાની મરજી હોય તો સાંજના સ્વારી આવશે તો નિરાંતે મુલાકાત થશે. એ વાત સાંભળીને ગયા. તે બીજે દિવસે સાંજરે બાવાજીને મુકામે ઘાશીરામ આવ્યા. તે વખત બાવાજી વાઘના ચામડા ઉપર બેઠા હતા. મોહોડા આગળ ધુણી બળતી હતી ને હાથમાં ગીતાજીનો એક અધ્યાય હતો. એ રીતે તેણે જોયા. ઘાશીરામ આવીને મોહોડા આગળ બેઠો. તેની તરફ બાવાજીએ જોયું, ન જોયું એવું કર્યું. પછી આ કોટવાલ સાહેબ આવ્યા છે, એવું કોઇ મંડળીમાંના સખસે કહ્યું, ત્યારે બાવાજીએ ઘાશી-

રામ તરફ જોઇને "આયુષ્યમાન્ ભવ" આ પ્રમાણે આશીર્વાદ દઇને, "સત્ય બચન મન લીનતા, પરસ્ત્રી માત સમાન, ઉસકો જો હરિનાં મિલે, તો તુલસીદાસ જમાન." એ પ્રમાણે દોહરો કહીને પાછા ગીતા જોવા લાગ્યા. કોટવાલ અરધી ઘડી સુધી બેસી બાવાજીની નિઃસ્પૃહતા તથા નિર્લોભપણું તથા વિદ્વત્તા જોઇને, આ કોઇ મહાપુરુષ છે એમ સમજીને નમસ્કાર કરીને ચાલ્યા ગયા. બે ત્રણ દિવસ પછી ઘાશીરામ ફરી આવ્યા. તે વખત બાવાજી સાથે બોલવું થયું તે નીચે પ્રમાણે:—

**ઘા૦**—આપની જુઠણ લેવાની ઇચ્છા છે, માટે એક દિવસ મહારે ઘેર પધારવું જોઇએ.

**બાવા**—અમે આજ સુધી પૃથ્વી ઉપર ફર્યા તેને નેવુ વર્ષ થયાં. પણ કોઇ શહેરમાં અમે પગ મૂકયો નથી, તેથી પુના શહેરમાં પણ કદી આવનાર નહીં; અને બે ત્રણ દિવસમાં દ્વારિકા જવા સારુ કોકણ તરફ જવાનો વિચાર છે; વાસ્તે અમારાથી આપનો મનોરથ પૂર્ણ થશે નહીં.

**કોટવાલ**—પર્વતી અથવા વાકડ્યાના બાગ, અથવા વાનવડીમાં બેત રાખશું.

**બાવા**—નહીં નહીં, અમે બીજાનું જમતા નથી.

**કો૦**—(જરા વિચાર કરીને) કોથરુડ બાગમાં ઠરાવીશું.

**બાવા**—તે બાગ હ્યાંથી કેટલો દૂર છે ને ત્યાં કેટલી વસ્તી છે ને ત્યાં સરકારની ચોકી પહેરાનો કાંઈ બંદોબસ્ત છે?

**કો૦**—કોથરુડ બાગ હ્યાંથી બે કોશ ઉપર છે. ત્યાં પાંચ પચીસ કણબીઓનાં ઘર છે તથા સરકારનું અનુષ્ઠાન છે. ચોકી પહેરાને સારુ દશ પાંચ સીપાઈ રહે છે. તે ઉંચ જાતિના એટલે બ્રાહ્મણ છે.

**બાવા**—એ જગો બીજી જગો કરતાં સારી જણાય છે. આપની મરજી હોય તો ત્યાં પ્રસાદ લેવાનો બેત રાખવો.

**કો૦**—સવારે મ્યાનો મોકલી દઇશ.

**બાવા**—એ તો ખરાબ છે! અઘોર નરકમાં જવાનું એ વાહન અમારે શું કરવા જોઇએ? ઘોડા મ્યાના પહેલાં ઘણા હતા. તેની હોંશ હોત તો ઘરબાર તથા સંસારનો ત્યાગ કરત જ નહીં.

**કો૦**—ત્યારે મરજી હોય તે પ્રમાણે કરીએ. સવારે અથવા બીજી કઈ વખત પધારવાનું થશે?

**બાવા**—દિવસની વખતે અંન લેતો નથી. સૂર્ય આથમ્યા પછીનો બેત રાખવો.

કોટવાલે ઘણું સારું, એમ કહી રજા લીધી.

બીજે દિવસે બાવા પોતાનો સઘળો મુકામ ઉઠાવી સાંજરે કોથરુડ ગયા ત્યાં ઠરાવ પ્રમાણે ઘાશીરામ પણ આવ્યા હતા ને સઘળું સાહિત્ય તૈયાર હતું. બાવાએ નાહીને સંધ્યા કરી, પછી આરતીની વખતે ઘાશીરામને મંદિરમાં બોલાવ્યો. ત્યાં બાવો, તેનો એક શિષ્ય તથા ઘાશીરામ એ ત્રણ જણા જ હતા. આરતી થઇ રહ્યા પછી વૈશ્વદેવ સારુ ત્રાંબાના વાસણમાં દેવતા લાવીને તે ઉપર એક ન્હાનું કોડીયું મૂકી, તેમાં ઘી રેડયું. તે તપીને બળવા લાગ્યું ત્યારે શિષ્ય પાસે એક ત્રાંબાનો પૈસો માંગ્યો. તે પૈસાની પૂજા કરી તેને કાંઇ ચોપડયું. એવું બતાવી તે પૈસો કોડિયામાં નાંખ્યો. તેની સાથે કોડિયાનું ઘી ઉકળી તેમાંથી જ્વાળા નિકળી ને બળી ગયું. પછી કોડિયું અગ્નિમાંથી કહાડી જમીન ઉપર ઉંધું નાંખ્યું. તેની ઉપર શિષ્યે પાણી છાંટી ચત્તું કર્યું. તેમાં સોનાનું પુતળિયું ચીકટાયલું હતું. તે શિષ્યે કહાડી ધોઇને સાફ કરી બાવાના હાથમાં આપ્યું. તેણે તે પુતળિયું પોતાની કમરમાં ખોસ્યું. પછી વૈશ્વદેવ કરીને પાનનું બીડું દેવ આગળ મૂકયું, અને "સુવર્ણ પુષ્પ દક્ષિણાં સમર્પયામિ" આ મંત્ર ભણીને કમરમાંથી પુતળિયું કહાડી બીડા ઉપર મૂકી પાણીની અંજળિ આપીને જમવા બેઠા. જમી રહ્યા પછી બાવાના શિષ્યમાંનો એક શિષ્ય તે પુતળિયું લઇને રસોડામાં ગયો, ને ત્યાં રસોઇઆ તથા બીજા ખટપટી બ્રાહ્મણો હતા, તેને પુતળિયું આપી, બાવાજી પારકું અંન ઘણું કરીને લેતા નથી, ને અગર કોઇ પ્રસંગે લેવાની જરૂર પડે તો તેનો બદલો વાળ્યા વગર રહેતા નથી; વાસ્તે આ પુતળિયું સઘળાને વેહેંચી આપો, એમ કહ્યું. બાવાજી પાનનું બીડું ખાવા દેવાની આગળ બેઠા હતા, એટલામાં કાંઇ કામની હકીકત કહેવા સારુ કોટવાલ રસોડાના બારણા આગલ ગયા, ત્યાં રસોઇઆ એ બાવાના શિષ્યે પુતળિયું વહેંચી આપ્યાની હકીકત તેને કહી. તે ઉપરથી બાવાજી કીમીઆ કરી જાણે છે, એવી તેની ખાતરી થઈ ને બાવા પાસે ગયો. પછી બાવાસાથે વાતચિત થઇ તેઃ—

**ઘા૦**—હવે રાત્ર પડી છે; વાસ્તે **ભાંબુરડ** જવું અત્યારે બંધ રાખો, અને રાતની રાત ત્યાં જ રહો. સવારને વાસ્તે જે કરવું હશે તે થઈ રહેશે.

**બાવા**—આ જગા ઘણી જ સારી છે; ઠીક આજ શુદનોમ થઈ. વદ પડવાને દિવસ કોકણ જવાનું મુહૂર્ત્ત છે; વાસ્તે પાંચ છ દિવસ ત્યાં રહીશું ને પછી પરબારા ત્યાંથી જ ચાલ્યા જઇશું. પુનામાં બિલકુલ જઇશું નહીં.

ઘા૦—એમ કરો. આપ તે વખત ત્રાંબાનો પૈસો નાંખી, સોનાનું પુતળિયું અગ્નિમાંથી કહાડયું, તેનો પ્રકાર શી રીતે છે?

બાવા—વિષ્ણવેનમઃ વિષ્ણવેનમઃ સ્વામીનો હુકમ તે વાત કહેવાનો નથી.

ઘા૦—હું આપનો ચેલો થાઉંછું, પછી તો મને કેહેવાની કાંઇ ફિકર નથી?

બા૦—ખરી વાત; પણ એ પ્રયોગ શિખવાને બ્રહ્મચર્ય વ્રત પાળવું જોઇએ. ફક્ત મહોડેથી બ્રહ્મચર્ય કહેવડાવવું ઉપયોગનું નથી. આપથી સંસારનો ત્યાગ થાય નહીં; તેમ તે ક્રિયા શિખતાં એક વર્ષ લાગશે.

ઘા૦—અમારાથી બ્રહ્મચર્ય વ્રત પળાશે નહીં; પણ આપના જવા પહેલાં આપના તપનું ફળ અમને મળે તેમ કરવું જોઇએ.

બાવા—ત્રાંબું શુદ્ધ કરી તેનું સોનું બનાવતાં પાંચ દિવસ લાગે છે. તેમાં ચાર દિવસ ત્રાંબુ શુદ્ધ કરતાં જાય છે. તે ચાર દિવસમાં જેને બ્રહ્મચર્ય ન હોય તેવાનો અવાજ પણ કાને સાંભળવો ન જોઇએ, એવો પક્કો બંદોબસ્ત અહીં શી રીતે રહી શકે?

ઘા૦—હું અહીં જેવો જોઇએ તેવો બંદોબસ્ત કરી આપું. બાગની ચારે તરફ કનાત બંધાવી અંદર પવન આવી શકે નહીં એવું કરાવું, ને કનાતની બહાર આઠ દશ વર્ષના છોકરાઓને હાથમાં ગોફણ આપી બેસાડુંછું. તે છોકરાઓ શિવાય બીજા કોઇએ તે કનાત પાસે જવું નહીં, એવી ગામના લોકોને તાકીદ કરૂંછું; પછી કાંઇ અડચણ રહી?

બાવા—એ ખરું; પણ હવે દિવસ થાકતા નથી; અમારે નિકળવાનું મુહૂર્ત્ત પાસે આવ્યું.

ઘા૦—હજી સાત દિવસ રહ્યા છે; તેટલામાં પાંચ દિવસમાં કરવાનું કામ છે તે થઇ શકશે.

બાવા—આપ તાકીદ રાખશો તો થશે. યાદી કરી આપુંછું તે પ્રમાણે સામાન બે દિવસમાં લાવી આપો તથા એક માટીનો કુંડ બનાવી આપો, અને અમારા હાથની યાદી કોઇ બીજાના જોવામાં ન આવે એમ થવું જોઇએ.

બાવાજીનું બોલવું સાંભળી ઘાશીરામે ઠીક છે, યાદી આપો એવું કહ્યું. તે ઉપરથી વાઘાંબરી બાવાએ પોથી કહાડી તેમાંથી યાદી ઉતરાવી આપી. તેમાં પાંચ પચીસ ચીજો લખેલી હતી; તેમાં ત્રાંબાના વીંટા તથા દર મણ ત્રાંબે બાવન નંબર કસના સોનાનો ભુકો અગિયાર માસા, એ પ્રમાણે લખેલું હતું. તે યાદ ઘાશીરામ લઇને, બાવાને નમસ્કાર કરી પુનામાં

આવ્યો. બીજે દિવસે ફરાસ મોકલી બાગની ચોતરફ કનાત બંધાવી, તથા કડીઆ મોકલી માટીનો કુંડ બંધાવી આપ્યો, ને બીજે દિવસે યાદીમાં લખ્યા પ્રમાણે સામાન પહોંચતો કર્યો. તેમાં પાંચસેં મણ ત્રાંબુ ને તે પ્રમાણે પાંચ ડાબડા ભરીને સોનાનો ભુકો મોકલ્યો. ત્યારબાદ કોટવાલ સાંજરે કોથરુડ જઇને બાવાને મળ્યા. તે વખત બાવાએ કહ્યું કે સવારે આરંભ કરશું. આપે બહારનો પાકો બંદોબસ્ત રાખવો. વદ પડવા સૂધી કોઈ કનાત પાસે આવે નહીં. વદ પડવાને દિવસ બે ઘડી હોય ત્યારે આપે આવવું, એટલે આપને સઘળું સ્વાધીન કરીને અમે રસ્તે પડી અમારું મુહૂર્ત્ત સાચવીશું. આ વાત સાંભળી કોટવાલે જવાબ દીધો કે ઠીક છે. પછી બાગમાંથી સઘળા માળી વગેરેને કહાડી કનાતની બહાર ચાર પાંચ છોકરા રખેવાળી સારુ રાખી પોતે પુને ગયા. બાગમાં વાઘાં-બરી બાવા તથા તેના બે શિષ્ય રહ્યા. બાદ ઠરાવ પ્રમાણે વદ પડવાને દિવસે ઘાશીરામ પોતે કોથરુડ જઇને બાગના બારણા આગળ ઉભા રહ્યા; પણ કનાતનાં બારણાં ઉગડેલાં નહીં. પછી બે ઘડી રાહ જોઈ, એટલે સાંઝ પડી ગઇ; બાદ કનાતની બહાર રાખેલા છોકરામાંથી એક છોકરાને કનાત ઉપરથી અંદર ઉતારી બાવા શું કરે છે તે જોઇને કહેજે, એવું કહ્યું. તે છોકરો અંદર જઇને મોટેથી બુમ પાડી કહેવા લાગ્યો કે અરે ઓ આવો અહીં કાંઇ નથી! આ શબ્દો સાંભળતાં જ ઘાશીરામનું કલેજું ફાટચું ને મોહોડું ઉતરી ગયું. પછી કનાત ઉઘાડી અંદર જઇને જોયું તો કુંડમાં રાખોડીનો ઢગલો ને ત્રાંબાના વીંટા પીળા રંગેલા હાથ લાગ્યા. સોનાનો ચુરો આસરે રૂપીઆ નવ હજારની કીમતનો હતો તે કાંઈ જડ્યો નહીં. ત્યારબાદ ઘાશીરામે ચારે દિશાએ સિપાઈ મોકલી શોધ કરાવી; પણ વાઘાં-બરી બાવા તથા તેના બે ચેલા હાથ લાગ્યા નહીં.



## વાત ૧૦.

ઘાશીરામને એક મુસાફરે આગ્રા શહેર શી રીતે વસ્યું તે તથા તેની હકીકત કહી. તેણે કહ્યું કે દિલ્લીના પાદશાહ અકબરને થયલા સઘળા છોકરા ન્હાનપણમાં જ મરણ પામ્યા; તે ઉપરથી અજમેરમાં મીર માઇઊનુદીન ચિસ્તીની દરગાહ છે તેનાં દર્શન કરવા જવાનો વિચાર કરી, તે ઠેકાણું દિલ્લીથી આસરે ૧૭૫ કોશ દૂર છે ત્યાં પાદશાહ તથા તેની રાણી પગે ચાલીને ગયાં. ત્યાં પહોંચ્યા પછી સાંઇની પ્રાર્થના કરી. ત્યારબાદ જમીને આરામ લીધો. તે વખત સાંઇએ તેના સ્વપ્નમાં આવી કહ્યું કે, ફત્તેપુર

શીકરી નામની ટેકરી ઉપર શેખશાલમ કરીને એક વૃદ્ધ તપસ્વી છે. તેની પાસે જઇને જોઇએ તે માગવું. તે પ્રમાણે અકબર બાદશાહ રાણી સુધાં ત્યાં ગયો. તે વખત તે સાંઇએ આશીર્વાદ દીધો કે, અરે રાણી! તું ગર્ભવતી છે, તને છોકરો આવશે તે ચિરંજીવી રહેશે. તે ઉપરથી અકબરે સાંઇના તકિયા પાસે જગા બાંધીને બેગમ ને છોકરું અવતરતાં સુધી ત્યાં રાખી. માસ પૂરા થયા પછી ઇ૦ સ૦ ૧૫૮૯ ના વર્ષમાં બેગમે જણ્યું, ને છોકરો અવતર્યો. તેનું સાંઇને નામે નામ મીરજાંશાલમ રાખ્યું. તે છોકરો આગળ હિંદુસ્થાનનો બાદશાહ થયો. તે જહાંગીર નામથી પ્રખ્યાત છે. આ છોકરો થયા પછી સાંઇની સેવા થાય તથા તેની રહેમ નજર પોતાના ઉપર હમેશ રહે, એવા ઇરાદાથી, અકબર બાદશાહે તે શીકરીની ટેકરી ઉપર પોતાનો રહેવાનો મહેલ બાંધ્યો તથા દિવાન દરબારના લોકોને રહેવાંને તથા સરકારી કારખાનાં સારુ ઇમારતો બાંધીને આખરે ટેકરીની આસપાસ કોટ બાંધવાનો નિશ્ચય કર્યો. તે વખત સાંઇએ બાદશાહને કહ્યું કે તમારા દરબારનો શોર તથા ગડબડ અમારાથી ખમાશે નહીં; અમારી બંદગી ઉપર તમારો વિશ્વાસ હોય તો તમે અહીંથી નિકળો, નહીં તો અમારે અહીંથી જવું પડશે. તે ઉપરથી બાદશાહે પોતે જવાનું કબુલ કર્યું. આગ્રા ગામ તમારે રહેવા લાયક છે, એવું શેખશાલીમે કહ્યું, તે ઉપરથી આગ્રા અસલ નાનું ઉજ્જડ ગામ હતું, ત્યાં બાદશાહ રહેવા લાગ્યા. તે કારણથી તે થોડી મુદતમાં મોટું શહેર થઇ ગયું, ને શીકરીના ટેકરા ઉપરથી વસ્તી કહાડી નાંખી આગ્રા શેહેર ફત્તેગઢ શીકરીથી ૧૨ કોસ દૂર છે, ને શીકરીના ટેકરાઉપર શેખશાલમની મોટી દરગાહ બાંધેલી છે.

આગ્રા શહેરમાં બાદશાહે ઘણી ઇમારતો બાંધેલી છે, તેમાં તાજમેહેલ કરીને એક ઇમારત છે તેવી ઇમારત પૃથ્વી ઉપર બીજી કોઇ જગે નથી. તે બાંધવાને વીશ હજાર માણસ બાવીશ વર્ષ સુધી લાગ્યાં હતાં. ઇમારત તયાર કરતાં ત્રણ કરોડ, સત્તર લાખ, અડતાલીસ હજાર, છવીશ રૂપીઆ ખર્ચ થયા છે. આ તાજ મહેલ જમનાના કીનારા ઉપર છે. અકબર બાદશાહના છોકરાનાં છોકરા શાજહાનની બેગમ નુરમહાલ નામની હતી, તે છોકરું જણતાં જ મરણ પામી. તે વખત તારી કબર સઉથી સારી બાંધીશ, એવું તેણે તેને વચન આપ્યું હતું. તે વચન પ્રમાણે બાદશાહે આ મહેલ બાંધ્યો હતો. તે મહેલમાં તે રાણીની કબર છે. તે રાણી સન ૧૬૪૯ માં મરણ પામી; બાદ સન ૧૬૬૬ માં શાહજહાન બાદશાહ મરી ગયો. તેની કબર પણ બેગમની કબર પાસે જ છે. દરગાહની નીચે

ચોતરાનું કામ તથા તેને ચારે ખૂણે ચાર મિનારા છે. તેનું કામ તમામ સફેદ સાફ સંગેમરમરના પથ્થરનું બનાવેલું છે, ને તે ઉપર રત્ન જડેલાં છે; તેની ચારે તરફની દિવાલ સંગેમરમરના પથરાની કરેલી છે. આ મહેલ જે ઓરતોએ જોયા હશે તે "આવો મહેલ મારા ઉપર કોઇ બાંધે તો આજે હું મરવાને તૈયાર છું" એવું મનમાં લાવ્યા વિના રહી નહીં હોય.

યમુનાને પેલે કિનારે ચેતમાદુદ્દવલાની દરગાહ છે, તે ઘણી સુંદર છે. ત્યાં ખાજે ઘૈયાસ તથા તેની ઓરતની કબર પણ મધ્ય ભાગમાં છે, અને તેની આસપાસની કોટડીમાં તેના સગાંવાલાંઓની કબરો છે. ખાજે ઘયાસ, જાંહાંગીર બાદશાહની કારકીર્દિમાં એક મોટો પુરુષ થઈ ગયો છે. તેનો ઇતિહાસ એવી રીતે છે કે, તે અસલ પશ્ચિમ તાર્તરીનો રહેનાર હતો. હિંદુસ્થાનના બાદશાહના દરબારમાં નોકરી કરવાના ઇરાદાથી તેણે પોતાના એક બળદ શિવાય બીજી તમામ માલ મિલ્કત વાટ ખરચી સારુ વેચી નાંખી; ને તે તથા તેની ઓરત હિંદુસ્થાન તરફ આવવા નિકળ્યાં. ઓરત ગર્ભવતી હતી, તેને બળદ ઉપર બેસાડી પોતે પગે ચાલવા લાગ્યો. તાર્તરીથી હિંદુસ્થાન આવતાં એક મોટું જંગલ આવે છે, ત્યાં આવ્યા પછી ખરચી સઘળી પૂરી થઈ. ત્રણ દિવસ તેને તથા તેની ઓરતને અપવાસ થયા. આવી અવસ્થામાં ઓરતે જણ્યું, તેને છોકરી અવતરી. તે વખત ઓરત અશક્ત થવાને લીધે તેનામાં બળદ ઉપર બેસવાની તાકત રહી નહોતી અને ખાજે ઘૈયાસ પણ ઘણો થાકી ગયો હતો. આવા સંકટને લીધે બાળકની સંભાળ લઈ શકાઈ નહીં. તેથી તે બાળકને નાંખી દઇ તે ઉપર ઝાડ પાલો ઢાંકી આગળ ચાલ્યાં ગયાં. તે અરધો કોશ ગયાં ન ગયાં, એટલામાં ઓરતથી દુઃખ બરદાસ્ત થઇ શકયું નહીં તેથી બળદ ઉપરથી નીચે કુદી પડી. "છોકરું, છોકરું," કરી કરી શોકથી કળવળવા લાગી. ઘૈયાસથી તે દુઃખ દેખી શકાયું નહીં, તેથી પાછો ગયો ને તે છોકરીને લઈ આવ્યો. એટલામાં એક મુસાફર આવી મળ્યો. તેણે બંનેને ખાવાનું આપ્યું. ત્યારબાદ તે બંને લાહોરમાં અકબર બાદશાહ રાજ-કારભાર કરતો હતો ત્યાં આવી પહોંચ્યાં. બાદ એક સગાની સીફારસથી બાદશાહે ઘૈયાસને એક હજાર સ્વાર સોંપી તેનો ઉપરી બનાવ્યો. ત્યાર પછી ચેતમાદુદ્દવલાનું ખજાનચીનું કામ તેને મળ્યું. તેને જે જંગલમાં છોકરી થઈ હતી, તે ઘણી ખુબસુરત, સારા ગુણની તથા કળાકૌશલ્ય જાણનારી થઈ. શેર અફગાન નામનો એક ગૃહસ્થ ઘણો શૂરો, બળવાન્ ને ધીરજવાન્ હતો, તેની સાથે તે છોકરીનો વિવાહ કરવાનો નીમ ઠર્યો

પછી તે છોકરી અકસ્માત્ બાદશાહના મોટા છોકરા સાલીમના જોવામાં આવી. ત્યારથી તે શાહજાદાની તેની ઉપર પ્રીતિ બેઠી. શાલમે તેને પોતાની ઓરત કરવાને બની શકે તેટલી મહેનત કરી; તોપણ તેનાં લગન શેર અફગાનની સાથે જ થયાં. પછી શેર અફગાનને લાહોર છોડીને બંગાલ દેશમાં ઓરતને લઈ જવી પડી. સાલીમ ગાદી ઉપર બેઠા પછી શેર અફગાન ઉપર કાંઈ દ્વેષ રહ્યો નથી એવું બહારથી દેખાડી તેણે તેને દિલ્લીમાં બોલાવી મંગાવ્યો, ને તેને મોટું કામ સોપ્યું; પણ શેર અફગાનની ઓરતનું ધ્યાન પાદશાહના દિલમાંથી ગયું નહોતું. તે પ્રાપ્ત થવાને શું ઉપાય કરવો, તેનો વિચાર તેના દિલમાં જારી હતો, ને તેના ધણી બરખાસ્ત કર્યાં શિવાય તે હાથ લાગશે નહીં એવું જાણી તેણે પોતે અલગ રહીને પરસ્પર તજવીજ ચલાવી. પોતાના લોકોને શિખવી તેઓ પાસે એક વખત શેર અફગાન ઉપર એક વાઘ છોડાવ્યો. તે વખત તેની પાસે હથીઆર નહોતું, તેથી વાઘ સાથે કુસ્તી કરીને મારી નાંખ્યો. બાદ કેટલાક દિવસે તેના ઉપર મસ્ત હાથી છોડાવ્યો, તેવીજ તેણે તરવારથી હાથીની શુંડ કાપી નાંખી. આ પ્રમાણે થવા લાગ્યું તે ઉપરથી શેર અફગાન, સાલીમ બાદશાહ પાસેથી રજા લઈ બંગાલ દેશમાં તાડા નામના શહેરમાં ગયો. ત્યાં સરસુબેદારને સાલીમ બાદશાહનો વિચાર માલુમ પડવાથી તેણે શેર અફગાનના ઘર ઉપર ચાળીશ મારા મોકલ્યા. તે વખતે તે ઉંઘતો હતો; પણ ગડબડ સાંભળવા ઉપરથી એકાએક જાગૃત થયો, ને હાથમાં તરવાર લઇને તે મારાઓ સાથે કવાયતથી લડ્યો, ને તેમાંના અરધાને ઠાર મારી નાંખ્યા, ને કેટલાકને જખમી કર્યાં, તેથી બાકીના મારા નાશી ગયા. ત્યારબાદ એ શહેર પણ તેણે છોડયું, ને બરદવાન નામના શહેરમાં જઇને રહ્યો. ત્યાં કેટલાક દિવસ પછી તાડાનો સુબેદાર ગામની તપાસ કરવાને બહાને સાથે હથીઆરબંધ સ્વાર તથા શિરબંધી લઇને આવ્યો. તે વખત તેને શેર અફગાન સત્કાર કરવા સારુ આસરે એક કોશ સામો ગયો. પોતાની સાથે ફકત બે નફર હતા ને પોતે જાતે ઘોડા ઉપર બેઠો હતો. સરસુબેદારની મુલાકાત થતાં જ શેર આફગાન મોટા આદરમાનથી ભેટી તે સહવર્ત્તમાન શહેર તરફ આવવા લાગ્યો. શહેર નજદીક આવ્યા પછી સરસુબેદાર હાથીની અંબાડીમાં બેઠા ને શેર આફગાન ઘોડા ઉપર જ બેસી રહ્યો. એટલામાં સરસુબેદારના એક ભાલદારે શેર આફગાનના ઘોડાના થાપામાં ભાલો મારી પોતાના સ્વારોને આગળ ચલાવવાનો આરંભ કર્યો. તે ઉપરથી શેર

આફગાને તરવાર કાઢી. તેની સાથે જ સરસુબેદારના સઘળા સ્વાર સીપાઇઓએ નાગી તરવારો કીધી. તે જોઇને, આ ઘાટ મારો જીવ લેવાનો સરસુબેદારે કર્યો છે, એવું સમજીને શેર આફગાન પોતાના ઘોડાને એડ મારી સરસુબેદારના હાથીપર ધઈ ગયો ને સુબેદારને ભાલાથી ઠાર માર્યો. બાદ પોતે સ્વાર શીરબંદી ઉપર દોડ્યો ને તેમાંથી કેટલાક જણોને માર્યા. તેમાના બાકીના લોકો ચોતરફ ફરી વળ્યા ને શેર આફગાનને તથા તેના નફરોને ઘેરી લીધા, ને તેઓના ઉપર બંદુકોની ગોળીનો તથા તીરોનો વરસાદ વરસાવ્યો. તે કારણથી તેના બંને નફરો પડયા, શેર આફગાનનો ઘોડો મરણ પામ્યો ને તે પોતે પણ ઉપરથી નીચે પડ્યો ને હાથમાંથી તરવાર પડી ગઈ. તેવા સઘળા શીરબંદીના લોક તેના ઉપર તૂટી પડ્યા ને તેના કડકા કડકા કરી નાંખ્યા. આ પ્રમાણે શેર આફગાન માર્યો ગયો. તેની ઓરત તથા તેને થયેલી છોકરીને સાલીમ ઊર્ફે જહાંગીર બાદશાહના દરબારમાં લઇ ગયા. ત્યાં ગમીના દિવસ પુરા થયા પછી જહાંગીર બાદશાહે તેની સાથે મોટા દબદબાથી શાદી કરી, ને રાજનો સઘળો કારભાર તેના હાથમાં આપ્યો. તેનું કેટલાક દિવસ નૂરમહાલ એવું નામ રાખ્યું હતું. બાદ નૂરજહાંન એવું નામ આપ્યું હતું ને તેના બાપ ખાજે ઘૈયાસને દિવાનગીરી આપી તથા તેના સગાવાલાઓને મોટે રોજગારે વળગાડ્યા. તે ખાજે ઘૈયાસ મરણ પામ્યા પછી તેના નામની ઉપર લખેલી દરગાહ બાંધી છે.

આ પ્રમાણે મુસાફરે ઘાશીરામ કોટવાલને વાત કહી, ને તેના દફતરમાં કાગળો હતા તે છોડી તેમાંથી તાજમહેલ તથા ચેતમાદુદ્દવલાની દરગાહનો રંગીન નકસો હતો તે ઘાશીરામને બતાવ્યો. તે જોઈ તેણે કહ્યું કે આવી ઇમારત પેશવાના રાજમાં છે? વાનવાડીમાં માહાદજી શીંદેની છત્રી કાંઈ નાહાની છે? તેવીજ શનિવારના વાડામાં મોરોબા ફડનવિશનો વાડો તથા નાનાસાહેબના વાડાની જગાઓ કેટલી ઉત્કૃષ્ટ છે? તમે જુઓ તો તમોને મોટો આનંદ થાય. મુસાફર જાતનો મોગલ દેહેશત વિનાનો હતો, તેણે જવાબ દીધો કે "તે સઘળું મારા જોવામાં આવેલું છે, તેમાં શીંદિયાની છત્રી તો આગ્રાના પાયખાનાની ઇમારત જેટલી શોભાવાન્ નથી, ને શનિવારનો વાડો તથા ફડનવિસનો વાડો તો ઘોડાના તબેલા તથા રસોઈ ખાનાને લાયક પણ નથી."

આ મુજબનું બોલવું સાંભળીને કોટવાલને ગુસ્સો આવ્યાથી તે મુસાફરને કાંઇ અપશબ્દ કહ્યા, તે ઉપરથી મુસાફરે જમૈયો કાઢી આંગ ઉપર

હુમલો કરી ઘાશીરામની ગરદન પકડી, ને પેટમાં જમૈયો મારે છે, એટલામાં પાસેના લોકોએ મુસાફરનો હાથ પકડી લીધો. કોટવાલ તે વખત ગગળી ગયો ને ધોતીઉં છુટી ગયું ને નરમ થઈ ગયો; "પગે લાગું છું, અમીર સાહેબ! પગે લાગું છું! જીવતદાન આપો! જીવતદાન આપો!" આ પ્રમાણે બારડવા લાગ્યો. એટલામાં મુસાફરને બીજા લોકોએ કેદ કરી તેના હાથ પગ બાંધી લીધા બાદ ઘાશીરામ સાવધ થઈને, એ ગુલામને ચાવડીપર લઈ જાઓ, એવું બોલી સીપાઇઓને હુકમ કર્યો. બાદ તે કામ ઈનસાફ થવા સારુ રામશાસ્ત્રી પ્રભુણે ન્યાયાધીશના કામ ઉપર હતા તેની પાસે ગયું. તેઓએ બેઉની હકીકત સાંભળી ઘાશીરામને ઠરાવ સંભળાવ્યો. તે નીચે પ્રમાણે:—

કોટવાલ સાહેબ! આ મુસાફર આપણા પુના શહેરનો રહેનાર નથી. અફગાનનો રહેનાર છે. તેના હાથથી તમારો જીવ બચ્યો એ તમારું મોટું નસીબ સમજવું. અગર જો તેણે તમારો જાન લીધો હોત તો તેને અમારાથી સજા થઈ શકત નહીં. આજું તારે મુસાફરે શહેરમાં રહેવું નહીં એટલું કહ્યું.

એ સાંભળી મુસાફર ઘણો ખુશ થયો, ને મને બાંધ્યા પછી "ગુલામ" એવી કોટવાલે ગાળ દીધી. તેને બદલે હું વેર લીધા વગર રહેનાર નથી એવું બોલ્યો. તે ઉપરથી રામશાસ્ત્રીએ કહ્યું કે જે ખરા શૂરા છે તેણે પોતાના બરાબરીના શત્રુ સાથે જ લડવું જોઇએ; તેમાં તેનું ભુષણ છે; આડવેર કરવામાં ઠીક નથી. વાસ્તે એવા કારણસર શાંત રહેવું, એ સારી વાત છે. એ વાત સાંભળી મુસાફરને, આ કોઇ ઘણો સમજુ છે એવું ખુલ્લું માલુમ પડવાથી હવે મેં આપની શિખામણ કબુલ રાખી, એવું કહીને તથા તેને તાજીમથી સલામ કરીને ચાલ્યો ગયો. તે વખત ઘાશીરામને કેટલું માઠું લાગ્યું હશે તેનો વિચાર અકલમંદ આદમીએ કરવો.

## વાત ૧૧.

એક વોહોરો મણિયારની ચીજો તથા કેટલીક ચોપડીઓ વગેરે સામાન એક ટોપલામાં ભરી વેચવા સારુ ફરતો હતો. તેને કોટવાલે ચાવડી ઉપર જતાં રસ્તામાં દીઠાથી બોલાવીને તેનો સામાન જોવા માંડયો. તે વખત વોહોરાએ એક ચોપડી ઉઘાડી કોટવાલને કહ્યું.

વો૦—કોટવાલ સાહેબ! આ કિતાબ આપે રાખી મૂકવા લાયકની છે.

ઘા૦—કઇ કિતાબ છે ને તેની કીમત શું છે?

વો૦—અંગ્રેજી ભાષાની કિતાબ છે, એમાં પૃથ્વી ઉપરના સઘળા ચમત્કારોની બાબત છે. એની સો રૂપીઆ કીમત છે.

ઘા૦—(સીપાઇને હાંક મારીને) અરે નાયક! આપણા ફિરંગી લખનાર સોજા ાકરસ્તાનને બોલાવો. (સોજા સીનોર આવ્યા પછી તેને) અરે આ ગ્રંથમાં શું છે તે જુવો.

સોજા સી૦—(ચોપડીનાં પાનાં ઉલટપાલટ કરીને) એમાં મોટી ચમત્કારી કામો છે. તેમાં પહેલાં પ્રકરણમાં ઉંઘમાંને ઉંઘમાં ઉઠીને ફરવાની ટેવ કેટલાંક માણસોને હોય છે તે વિષેની વાત લખેલી છે. એક વાત એવી છે કે કોઇ માણસ ઉંઘમાં હોય, ને તેની પાછળ બળદ લાગેલો હોય. એવું તેને સપનામાં માલુમ પડે, તેવોજ બીછાનામાંથી ઉઠીને ઘડમાંચીપર ચડી જાય અથવા નાહાસી જાય. એક ઔરત ઉંઘમાં બિછાનામાંથી ઉઠીને ઘરની બહાર જતી. તે વખત તેને કોઇ કાંઇ વાત પૂછે, તો તે હુશિયારીમાં હોય ને જવાબ આપે, તે પ્રમાણે સવાલનો જવાબ આપતી હતી. તેના આંગમાં ટાંચણી અથવા બીજું કાંઇ ઘોંચવાથી તેને માલુમ પડતું નહીં. એક છોકરો જંગલમાં ફરતો હતો તેણે ગામની નજદીક ડુંગર પાસે એક ચલિયાંનો માળો જોયો. તે પોતાને હાથ આવે એવી ઇચ્છા થઇ; પણ ડુંગર ઉપર ચહડવાનું મુશ્કેલ ને એટલું ઉંચું હતું કે ત્યાં હાથ તો રહ્યા પણ લાકડી સૂધાં પહોંચતી ન હોતી. તે ઉપરથી તેણે કેટલીક વખત સૂધી પ્રયત્ન કર્યો ને પછી ઘેર આવ્યોઃ પણ તેના મનમાંથી ચલિયાંના માળાની વાત ગઇ નહીં. કેટલીક વાર પછી ઉંઘ આવી. બાદ ઉંઘતો બિછાનામાંથી ઉઠી અંધારામાં જંગલમાં ગયો ને દિવસની વખતે ચળિયાંનો માળો જોયલો હતો તે લૈ આવ્યો, ને પોતાના ખાટલા તળે મૂક્યો, ને પાછો ઉંઘી ગયો. સવારે ઉઠીને જોયું તો ચલિયાંનો માળો ખાટલા નીચે માલુમ પડ્યો; પણ પોતે જંગલમાં ક્યારે ગયો, અને અવઘડની જગોએ ડુંગર ઉપર ચહડીને ચલિયાંનો માળો શી રીતે કહાડી લાવ્યો તેની તેને કાંઇ યાદ રહેલી નહીં. એક સખસ રાત્રે સમુદ્રની ખાડી મધ્યે પાણીમાં રમતો હતો; તે જોઇને બંદર ઉપરના લોકોએ ત્યાં હોડી લઇ જઇને તેને પકડી લીધો. તે વખત "પથારીમાંથી કેમ ખેંચોછ? કેમ ખેંચોછ?" એવું તે માણસ બોલવા લાગ્યો. તેવારે તે કિનારાથી આસરે ૨૦૦ હાથ દુર પાણીમાં ગયલો હતો. ત્યારે તું ડૂબશે, એવું હોડીવાળાએ કહ્યું; પણ તેણે કાંઇ માન્યું નહીં. આખર તેઓ તેને જબરદસ્તીથી

હોડીમાં લઇ કાંઠા ઉપર લાવ્યા. બાદ તેના ઘરનો તેઓએ શોધ કર્યો, તે ઉપરથી એવું માલમ પડ્યું કે તે માણસ બે પહોર રાત હતી ત્યારનો, પોતાના ઘરમાંથી નિકળીને, અવઘડ તથા ભયંકર રસ્તેથી એક કોશ સૂધી ચાલીને ગયો હતો, ને હોડીવાળાએ તેને જે ખાડીના પાણીમાંથી કહાડ્યો, તે જગાએ તે આશરે પોણો કોશ તરીને આવ્યો હતો. પૃથ્વીમાં ગંધક છે તથા કેટલાક પર્વતોમાં પણ ગંધક હોય છે. તેણે કરીને ઘણે ઠેકાણે પાણી ગરમ હોય છે, તથા કેટલેક ઠેકાણે તેના મોટા કુંડ તળાવો નહાવા સારુ બાંધેલા છે. એવી જાતના એક કુંડ ઉપર એક માણસ નહાતો હતો. તેવામાં તેને ઉંઘ આવ્યાથી તે પાણી ઉપર ઉંધો પડ્યો, ને અઢી ઘડી સૂધી બેભાન રહ્યો હતો. એક વિદ્યાર્થી વૈદ્યકશાસ્ત્ર શિખતો હતો પણ તે ઉંઘતો હોય તે વખત તેને તે શાસ્ત્રની વાત પૂછે તો તેનો જવાબ બરાબર દેતો હતો. બીજો એક વિદ્યાર્થી ખ્રીસ્તી ધર્મની ચોપડી શિખતો હતો, પણ તે રાતમાં ઉઠી પોતાનું દિવસે શિખવા માંડેલું કામ ઉંઘમાં પૂરું કરી પાછો બિછાનામાં સૂઇ જતો હતો, ને સવારે ઉઠ્યા પછી સાંજરે કરી મૂકેલાં કામ કરતાં જાસ્તી કામ થયું છે, તે જોઇને તે શી તરેહ ને ક્યારે થયું તે સારુ તે પોતે જ વિસ્મિત થતો. એક ઝવેરી પૈસાનો લાલચુ હતો. તે દિવસે ધંધો કરીને જે પૈસા મેળવતો, તે એક મજબૂત પેટીમાં ઘાલીને તેને મોટું તાળું મારીને તેની કુંચી પોતાની પાસે રાખતો હતો. તે પેટીમાં જે શીલીક એકઠી થતી, તે રાતમાં ઉંઘતો ઉઠીને પેટી ઉઘાડી તેમાંથી પૈસા કહાડીને પોતાની ઓરડીમાં એક ભંડારિયું હતું તેમાં સંતાડીને મૂકતો હતો. બીજે દહાડે ઉઠીને શીલીક શી રીતે કમી થઇ તે જોઇને મોટું આશ્ચર્ય પામતો હતો. એ કોઇ ચોરી લઈ ગયું, એવું તેના મનમાં આવતું, ત્યારે તેનાં ઘરમાં પોતે તથા પોતાની છોકરી શિવાય બીજું કોઇ ન હતું અને એમ થતાં થતાં પેટીમાંની શીલીક ખૂટી ગઈ. ત્યાર પછી તેની પાસે કાંઇ જરૂરી કામ તૈયાર કરવાનો વખત આવ્યો, તેથી તેણે એક ઉમેદવાર મદદ કરવાસારુ રાખ્યો. પછી ઘણી શીલીક કમી થવાનું કામ જારી જ હતું. આખર એક દિવસ જોયું તો પેટીમાં એક દમડી અથવા ફુટી બદામ પણ રહી નહીં. તે ઉપરથી પોતાની છોકરી તથા ઉમેદવાર એ બેએ મળીને ચોરી કરી, એવું પક્કી રીતે તેના મનમાં આવ્યું. તે ઉપરથી છોકરી તથા ઉમેદવાર ઉપર ઘણો ગુસ્સે થઈ બોલ્યો કે આજ સૂધી તમોએ થોડી થોડી ચોરી કરવા માંડી હતી; પણ હમણા તો મારું સર્વસ્વ તમે લૂટવા માંડ્યું, તે મારાથી સહન

થતું નથી. એવું કહીને બંને જણને કોટવાલ પાસે મોકલી દીધાં. કોટવાલે બંનેની હકીકત સાંભળી બીજે દિવસે ફેસલો કરવાનું ઠરાવી તે બંનેને કેદમાં રાખ્યાં. ઝવેરી ઘેર આવ્યો, રાત્રે ઉંઘ આવી નહીં. તેથી તેણે ઘણો દારુ પીધો, તેની કેફ ચહડવા લાગી. તે વખત શીશા હાથમાંથી નીચે મૂકતાં ફુટી ગયા ને તેવો જ ઉંઘી ગયો. સવારે ઉઠીને જોયું તો એક પગની એડીમાં સણકા મારવા લાગ્યા ને રજાઇને લોહી લાગ્યું હતું. પગમાં સુતી વખત જોડા હતા તે મળે નહીં ને તળીયે જખમ થયા હતા. ત્યારબાદ ઉઠીને પોતાની ઓરડીમાં ગયો. ત્યાં જોયું તો શીશાનો ભાંગેલો એક કકડો પડેલો હતો ને તેની પાસે એક જોડો પડેલો હતો. ત્યારે હું રાત્રે ઉંઘમાં તથા નીશાના તોરમાં અહીંઆં આવ્યો હોઇશ, એવું તેને માલમ પડ્યું. એટલામાં કબાટનાં બારણાં બરાબર દેવાયલાં ન દીઠાં, તેથી તેણે તેને હાથ લગાડ્યો એટલે તે નીચે પડી ગયાં, ને અંદર ગુમાવેલા પૈસા તથા બીજો સઘળો માલ નજરે પડ્યો. તેવો જ ઘણો વિસ્મિત થઇને મારો ચોર હું જ છઉં, મારી છોકરી તથા ઉમેદવારને શિક્ષા થવાસારુ કોટવાલને હવાલે કર્યાં, એ કેવો મોટો અન્યાય છે; એવું મનમાં લાવીને તે તુરત કોટવાલ પાસે જઇને તે બંનેને છોડાવી લાવ્યો. આ પ્રમાણે ઉંઘમાંને ઉંઘમાં ઉઠીને જાગૃત પ્રમાણે કામ કરનાર લોક ઘણા હોય છે.

કો૦—વોહરાજી શેઠ—આ કિતાબ અમે રાખીએ છીએ. સવારે તમારે જોઇશે ત્યાંની હુંડી આપીશું અથવા રોકડા રૂપીઆ ચુકવી આપીશું.

તે ઉપરથી વોહોરો ઠીક છે, એમ કહીને તે દિવસે ગયો, ને બીજે દીવસે કોટવાલને ઘેર પૈસા માગવા આવ્યો. તે વખત ચોકીદારે કહ્યું કે આજે કોઇને ઘરમાં જવાની રજા નથી, સવારે આવજો. તે ઉપરથી વોહોરાએ પાંચ પચાસ ફેરા ખાધા, પણ કોટવાલ સાહેબનાં દર્શન થયાં નહીં. આખરે કાંઈ ઇલાજ નથી એવું સમજીને કોટવાલને રસ્તે જતાં મળીને અમારી ચોપડીની કીમત હજી સૂધી મળી નથી એવું બોલ્યો. એ વાતનો કોટવાલને ઘણો ગુસ્સો આવ્યો ને જબાબ દીધો કે રૂપીઆ ૫૦) તમોને તુરત આપવાનું અમારા કારભારી ચિંતોપંત દાદાને કહેલું છે, તેની પાસે જઇને રૂપીઆ લો; બાકીના રૂપીઆ સારુ પાછળથી કહીશું. બાદ વોહોરો ચિંતોપંત પાસે ગયો, તેનો પણ મિલાપ થાય નહીં. ત્યારે તેના હાથ નીચે કારકુન ગોપાળ-પંત કરીને હતો, તેને તથા છડીદાર રાઘોજી ચવ્હાણને દશ રૂપીઆ આપવા કરીને કારભારીને મળ્યો. તે વખત બે મહીના પછી તને ચાળીશ છીપી રૂપીઆ આપવાનું કોટવાલ સાહેબે કહેલું છે. અગર તને હમણાં જરૂર

હોય તો આઠ રૂપીઆ વ્યાજના કાપી આપી બાકીના રૂપીઆ ૩૨ લઈ જા, એ પ્રમાણે તેણે કહ્યું. વોહોરાએ લાચાર થઈને છીપી રૂપીઆ ૩૨ લેવા કબુલ કરવાથી ચિંતોપંતે છીપી રૂપીઆ ૩૨ આપી રૂપીઆ ૪૦ ની રસીદ માગી; પણ આવી રસીદ શી રીતે લખી આપું? એવું વોહોરો કહેવા લાગ્યો; એટલે જેટલા રૂપીઆ આપીએ તેની સવાઈના રૂપીઆનો લેખ કરી આપવાનો સઘળા સાવકારોમાં ચાલે છે, એ વાત તને ખરી ન લાગતી હોય તો જઈને તપાસ કરી આવ. પછી સુખે રૂપીઆ લઈ જા, એ રીતે ચિંતોપંતે કહ્યું. તે વખત એક મુલાકાતને આટલી મુસીબત પડી તો ફરી મળવાને શી રીતે થશે? એવું વોહોરાજીએ મનમાં વિચારીને રૂપીઆ ૪૦ ની રસીદ કાંઈ ન બોલતાં લખી આપી. એટલે તે ૩૨ રૂપીઆની રકમમાંથી દશ રૂપીઆ ગોપાળપંત તથા રાઘોજી ચવ્હાણે છીનવી લીધા. પછી સો સિક્કાઈ રૂપીઆના અવેજમાં ૨૨ છીપી રૂપીઆ હાથ આવ્યા, ને તે પણ લાવવાને મોટી મહેનત કરવી પડી; તેથી વોહોરાના મનમાં મોટો સંતાપ થયો; તેથી હું અંગ્રેજ સરકારના લશ્કરનો રહેનાર છું, મારી આ અવસ્થા થઈ, તે સંગમ ઉપર જઈ રેસિડેંટ સાહેબને જાહેર કરું છૌં, ને તમારી સઘળાની ખબર લેવડાવું છૌં, એવી રીતે મોટેથી પોકાર મારીને "અંગ્રેજ સરકારની રૈયતને લુટી રે, લુટી!" એ પ્રમાણે બુમ પાડતો ત્યાંથી નિકળ્યો. આ હકીકત ઘાશીરામને માલુમ પડતાં જ તેણે પોતાનાં વિશ્વાસુ માણસો મોકલી રેસિડેંટ સાહેબના જાસુસ તથા ચોપદારને કાંઈ આપવાનું કરી અમુક વોહોરો બંગલે આવે તેને અંદર પેસવા દેશો નહીં, એવો બંદોબસ્ત રાખવાની તદબીર કરાવી. આ કારણથી વોહરાને રેસિડેંટ સાહેબ સાથે મળવું થાય નહીં એવું થયું. તે વખતમાં તોપનો અંગ્રેજી દારુ પરવાનગી શિવાય અંગ્રેજ સરકારના લશ્કરમાંથી પુના શહેરમાં વેચવા સારુ કોઈ લઈ જાય નહીં એવો કાયદો હતો. તેની માહીતગારી એ વોહોરાને હતી. તે ઉપરથી તેણે દારુ ઘાલવાને જેવી થેલી થાય છે, તેવી થેલીઓ તૈયાર કરી તેમાં રેતી ભરી. તે થેલીઓ એક પેટીમાં બંધ કરી, તે પેટી ઉપર ખાદી જડાવી પોતાનું નામ તથા લશ્કરની પાસે સંગમ ઉપર મુકામ છે એવું લખી તૈયાર કીધી, ને ઘાશીરામની એક રાખેલી બાયડી હતી, તેને ઘેર સમી શાંજને વખતે જઈને કહ્યું કે આ પેટીમાં અંગ્રેજી દારુ છે, તેની કીમત શહેરમાં ઘણી સારી મળે છે. શહેરમાં આવો દારુ લાવવાની પરવાનગી નથી. તે કારણથી હું ચોરીથી અહીં લાવ્યો છું. તે આજની રાત આપના ઘરમાં ખાટલા નીચે

મૂકી છાંડો. હું સવારના પહોરમાં આવીને લઇ જઇશ. હું આપનો ઉપકાર ભુલનાર નથી. એ વાત કોઇને કહો તો તમને પરમેશ્વરના પગનાં સોગન છે. હું હવે મારે ઘેર અંગ્રેજ સરકારના લશ્કરમાં જાઉંછું, એવું કહીને તે ઘેર ગયો. એ પોહોર રાત ગયા પછી ઘાશીરામ હમેશના દસ્તુર પ્રમાણે રાંડને ઘેર આવ્યો. તેણે બધું કામ છોડી દઇને પ્રથમ વોહોરાએ દારુની પેટી આપેલી ઘરમાં છૂપાવી રાખેલી, તેની હકીકત તમામ તેને કહી. તે ઉપરથી કોટવાલે પેટી તપાસી જોઇ; તો તેના ઉપર જે માણસ પાસેથી અંગ્રેજી ચોપડી લીધી હતી તેનું જ નામ છે એવું માલુમ પડ્યું. તે ઉપરથી "ખુબ હાથ આવ્યો છે તેની હવે ખોડ ભૂલાવું છું" એવું બોલીને તે પેટી તેણે પહેરામાં રખાવી. સવારનો પહોર થતાં જ પેટી લઇને રેસિડેંટ સાહેબ પાસે જાતે ગયો ને અંગ્રેજ સરકારના લશ્કરમાંથી અમુક વોહોરો આ અંગ્રેજી દારુની પેટી ચોરીને શહેરમાં લાવ્યો હતો. તે માણસ ઘણો લબાડ છે; એવો અમને અનુભવ છે. એ વોહોરાએ જ હમારા ચાળીસ રૂપીઆ લઇને નાહાની ચોપડી વેચાતી આપી છે; તે રૂપીઆ આપીને હમારા કારભારીએ તેની પાસેથી રસીદ લખાવી લીધી છે; તે છતાં પણ અમારી તથા અમારા તાબાના લોકોની ખોટી નાલસ બધે કરતો ફરે છે. આટલું બોલવું થવા ઉપરથી રેસિડેંટ સાહેબે સીપાઇને બોલાવી વોહોરાને તેડવા મોકલ્યો, ને તે આવ્યા પછી ઘાશીરામની રુબરુ આ પેટી કોની છે? એવું તેને પૂછ્યું. તે વારે તે બોલ્યો; મારી છે. તે કોટવાલ સાહેબની રાખને ઘેર કાલ સાંજરે મેં મૂકી હતી એવો તેણે જવાબ દીધો. ત્યારબાદ રેસિડેંટ સાહેબે પોતે હથોડો લાવી પેટી ખોલી ને તેમાંથી થેલી બહાર કહાડી ઉખેડી તો તે થેલીમાંથી રેત નિકળી. તે જોઇને રેસિડેંટ સાહેબ તથા કોટવાલ બંને ઘણા શરમાઇ ગયા. પછી રેસિડેંટ સાહેબે આ તરકટ કરવાનું શું કારણ છે? એવું વોહોરાને પૂછ્યું. તે વખત વોહોરાએ છીપી શીક્કાના રૂપીઆ બાવીશ રેસિડેંટ સાહેબની રુબરુ મૂકી, એક સો સીકાઇ રૂપીઆની ચોપડી કોટવાલે ઠરાવેલી હતી ને અંતે મારા હાથમાં છીપી રૂપીઆ ૨૨) આપ્યા છે. તેમાં પાંચ રૂપીઆ કેવળ ત્રાંબાના, તથા દસ શુલાખી તથા સાત સારા છે. હું સાહેબને બંગલે ફરીઆદ આવીશ, તેથી કરીને સાહેબના બંગલા ઉપરના લોકોને લાંચ આપી મારું સાહેબ પાસે આવવું થાય નહીં એવો બંદોબસ્ત કોટવાલે કરેલો છે. તે કારણથી આજ ૭ મહીના થયા હું રોજગાર છોડીને ફરુંછું; પણ મારી દાદ કોઇ જગે લાગી નહીં. સબબ સાહેબ પાસે આવવા સારુ આ યુક્તિ કરી છે

એવો તેણે જંવાબ દીધો. તે ઉપરથી રેસિડેંટ સાહેબ ઘણા નાખુશ થયા ને એ વોહોરાની ફારગતી ચાર ઘડીમાં ન આવી તો મુંબઈ સરકારમાં લખી ત્યાંથી પેશવા સરકારને યાદી લખવાનો બંદોબસ્ત કરીશું. એ પ્રમાણે ઘાશીરામને કહીને તેને પાન બીડાં ન આપતાં રજા આપી. બાદ ઘાશીરામે જલદીથી ઘેર જઇને સીકાઇ રૂપીઆ સો રેસિડેંટ સાહેબ પાસે મોકલી, આપે મરજી મુજબ તેની પાસેથી રસીદ લઈ નિકાલ કરવો એવું કહેવાડયું. તે ઉપરથી રેસિડેંટ સાહેબે વોહોરાને બોલાવી તે રૂપીઆ તેને આપી, છીપી રૂપીઆમાંથી પાંચ ખોટા રૂપીઆ નદીમાં ફેંકી દઈ બાકીના રૂપીઆ ૧૫ નુકસાન બદલ તે વોહોરાને આપી ફારગતી લીધી.

---

## વાત ૧૨.

દશરાને દિવસે ઘાશીરામ પોતાના માળ ઉપર બેસીને ત્યાંથી બારણા આગળ બાજીગરની રમત થતી હતી તે જોતો હતો. તે બાજીગરે હસ્તક્રિયા તથા બીજાને ઠગવાના તરેહતરેહના ખેલ કીધા. તેમાં એક છુરીનું પાનું નવ તસુ લાંબુ તથા પોણો તસુ પોહોળું પોતાના ગળામાં ઘાલી પાછું બોકી કહાડયું. પાનું ગળામાં ઘાલતાં તથા બહાર કહાડતાં પોતાનો જીવ આકુળ વ્યાકુળ થયો એમ તેણે બતાવ્યું, તે ઉપરથી તે બાજીગરને કોટવાલે બક્ષીસ આપી રમત પૂરી કરાવી. તે વખતે કોટવાલની પાસે ઇટાલિયન સામાનના કારખાનામાંથી આવેલો હતો, તેની સાથે કોટવાલને વાતચિત થઈ તેઃ—

**ઘા૦**—જુવો એણે કેવો મોટો ચમત્કાર કરી બતાવ્યો.

**ઇટાલિયન**—તેણે આપને ઠગ્યા. તેણે છુરીનું પાનું મોહોડામાં પેસાડી દીધું એવું આપને દેખાડયું ખરું; પણ તે પાનું તેના ગળામાં બિલકુલ ગયેલું નહીં. છુરીની મુઠ પોલી છે, તે કારણથી પાનું ગળામાં પેસી ગયા જેવું આપને દેખાતું હતું; પણ તે પાનાની અણી માત્ર દાંતમાં તેણે પકડી હતી ને પાનું છુરીના હાથામાં પેસી ગયું હતું, તેથી મુઠ મોહોડે વળગી રહી હતી. એવા લોકો અમારા દેશમાં ઘણા છે ને તેઓ ઘણી ચાલાકીથી ખેલો કરી બતાવે છે.

**ઘા૦**—એમ શું બોલો છો? એ જાદુગરની વિદ્યા છે. તે વિદ્યાના જોરથી એ જાદુગરને એવા અદ્દ્ભુત ચમત્કાર કરી બતાવતાં આવડે છે.

**ઇ૦**—આપનો મારાપર ભરોંસો નથી તો તેણે મોહોડામાં ઘાલેલી છુરી મંગાવીને જુવો.

ઈટાલિયનના આગ્રહ ઉપરથી કોટવાલે સીપાઈ મોકલી તે બાજીગરને પોતાની પાસે તેડાવ્યો, ને કહ્યું કે જે છુરી ગળામાં પેસાડી દીધી હતી, તે જોવાને આપ. જાદુગરે છુરી ન બતાવતાં તે મંત્રેલી છે, બીજો હાથ અડકાડે તો તે જ વેળા મરી જાય; વાસ્તે આપે તેને હાથમાં લેવાનો ભરોંસો રાખવો નહીં, એવો જવાબ દીધો. તે ઉપરથી ઈટાલિયન માળ ઉપરથી નીચે આવીને જાદુગરને કહેવા લાગ્યો કે હું મરીશ તો ફીકર નહીં, મારા હાથમાં તે છુરી આપ. તે વખત મંત્રેલી જીનસ બીજા કોઇના હાથમાં આપવી નહીં એવો અમારા ગુરુનો હુકમ છે; વાસ્તે તમે મારો જીવ લ્યો તો પણ છુરી તમારા હાથમાં આપનાર નહીં; એવો જવાબ દઈ તે બાજી-ગર ચાલ્યો ગયો. તે ઉપરથી ઇટાલિયન કોટવાલ પાસે પાછો ઉપર આવ્યો. તે વખત તેઓનું બોલવું થયું તેઃ—

**ઘા૦**—તમે કહો છો તે અમને હવે ખરું લાગે છે.

**ઈ૦**—છુરી તથા ચક્કુ ખરેખર ગળી ગયાના કેટલાક દાખલા અમારા દેશમાં થયલા છે. તેમાં ચક્કુનાં પાનાં ઉઘડાય બીડાય એવાં હોય છે; તેવાં પચીસ ચક્કુ એક જાન કુમિંગ્સ નામનો અમેરિકન દરીઆ કીનારા ઉપર રહેનાર હતો, તેણે અનેક વેળા ગળેલ છે. તે સિવાય એક દિવસમાં ચૌદ ગળ્યા હતા. બાદ તે એવું કરવાના સબબથી રોગી થઈ મરી ગયો. વિલિયમ ડેમ્સટીર નામનો એક બાજીગર કાર્લૈલ શહેરમાં તમાસો કરતો હતો. તેણે હાથમાં એક છુરી લઇને એ ગળી જાઉછું એવું આસપાસના લોકોને કહીને મહોડામાં ઘાલી. તે વખત પોતાની કોણીને કોઈ હાથ લગાવે છે એવું તેને માલુમ પડવાથી ગભરાયો. તે કારણથી તે છુરી હાથમાંથી સરી ગઈ ને ગળામાં ઉતરી પેટમાં ગઈ. તે વખતે એ ઘણો બીધો. બાદ ઓસડ કરવા સારુ તેને ગરીબ લોકોને મુફત દવા આપ-વાનું દવાખાનું હતું ત્યાં લઇ ગયા. ત્યાં ઘણી તરેહના ઉપાયો કર્યા. આખરે પેટ કાપી છુરી બહાર કહાડવા શિવાય સારું થનાર નથી એવો વૈદોએ સભા કરીને ઠરાવ કર્યો, ને પેટ કાપવાની તૈયારી કરી; પણ વિલિયમે તેમ કરવા દીધું નહીં, તે કારણથી તે મરણ પામ્યો. તેની ઉમર સુમારે ૨૮ વર્ષની હતી, ને જે છરી પેટમાં ઉતારી હતી તે નવ તસુ લાંબી ને એક તસુ પહોળી હતી. તેને હાથીદાંતનો હાથો હતો, ને તે છુરી ગળ્યા પછી તે બે મહીના સુધી જીવ્યો હતો. સન ૧૬૩૬ ના વર્ષમાં પ્રૂશિયા દેશમાં એવી જ રીતે એક બાજીગરના હાથમાંથી છુરી છૂટી પડવાથી ગળામાં ઉતરી પડી હતી. તે તેનું પેટ કાપી વૈદ લોકોએ કહાડી હતી. બાદ તેનો જખમ રુઝાઇ તે સારો થયો હતો.

ઘા૦—આટલા ઉપાય શા વાસ્તે કરવા જોઇએ? તમારા દેશના વૈદમાં અક્કલ નહીં, તથા વૈદક શાસ્ત્રની બરાબર સમજ પણ નહીં એવું ખુલ્લું જણાય છે. એક જણ કદાપિ તેના સપાટામાંથી જીવતો રહ્યો તો તે ગરીબનું મોટું ભાગ્ય સમજવું. અમારા યુનાની હકીમ તથા દક્ષણી વૈદ ઘણા હોંશિયાર હોય છે. એક માણસના પેટમાં પાણી પીતાં ચાર હાથ લાંબો સાપ ગળી જવાયો હતો, તે વખતે તેને શ્રીપંત વૈદે એક માત્રા આપી, તે સાપ જીવતો પેટમાંથી કહાડ્યો. તે પકડી અમને પ્રત્યક્ષ દેખાડવા સારુ તે લાવ્યા હતા ને તે બદલ તેને સરકારમાંથી એક ગામ ઇનામમાં મળ્યું હતું.

ઈં૦—જેના પેટમાં તે સાપ પેસી ગયો હતો તે કોણ હતો? તે સાપ ગળી જતાં કોઇએ દીઠું હતું કે નહીં?

ઘા૦—તે હમારા કારખાનાનો કારકુન હતો ને શ્રીપંત વૈદની જાતનો બ્રાહ્મણ હતો. તેણે સાપ અંધારામાં પાણી સાથે તેના પેટમાં પેસી જવાની હકીકત કહી હતી. તમારી મરજી હોય તો તેને બોલાવી પૂછું.

ઈં૦—તેને બોલાવવાની કંઈ જરૂર નથી. માણસના ગળાનો છેદ, ચાર હાથ લાંબા સાપનું જે જાડપણ છે તે બિલકુલ માનવા જોગ નથી. વાસ્તે જે પદાર્થ મોહોડાને રસ્તે પેટમાં જાય છે, તે ધાતુ, પથ્થર અથવા બીજી કાંઈ કઠણ ચીજ હોતી નથી; ત્યારે જે સ્થિતિમાં ગઈ તે જ સ્થિતિમાં બીજા દ્વારથી બાહાર નિકળતી નથી. તેવું જો એકાદ પેટમાં ગયું, તો પછી આંતરડાની નળી છે, તેમાંથી ઉતર્યાં શિવાય સફરાને રસ્તે નિકળનાર નથી; અને જે મનુષ્યની જેટલી ઉંચાઈ, તેથી છ ગણી લાંબી આંતરડાની નળી તેના પેટમાં હોય છે. વાસ્તે સાપ જીવતો ગયો તેવો જીવતો બહાર નિકળ્યો, એ વાત કાંઈ સંભવતી નથી. આપને તથા સરકારને શ્રીપંત વૈદ તથા આપના કારકુન એ બંનેઓ એક સંપ થઇને ઠગ્યા, એ ખચીત છે.

ઘા૦—તમારા લોકોની સમજ ખોટી છે. પેટમાં જીવજંત પડે છે કે નહીં? અને હાથી કોઠ ગળે છે, તે તો તેવું બહાર નિકળે છે. મેં નજરો નજર જોયું છે.

ઈં૦—જીવજંત તથા કોઠ એ બંનેનો પ્રકાર નિરાળો છે.

ઘા૦—તે શી રીતે કહો વારુ?

ઈં૦—જંતુ મૂળથી જ પેટમાંના પેટમાં જ ઉત્પન્ન થઈ તેનું ત્યાં જ પોષણ થાય છે; ને તે આંતરડામાં ફરે છે. તે કારણથી તેમાંનો કોઈ જીવ

મોહોડાવાટે અથવા ઝાડાને રસ્તે બહાર નિકળે છે; પછી બહારની હવા લાગી એટલે મરી જાય છે. હાથીના પેટમાં આંતરડાંની નળી કોઠ કરતાં વધારે મોટી છે, ને તે ફળનાં કાચલાં લાકડાં પ્રમાણે કઠણ છે. તે કારણથી તે પેટમાં ઓગળી જતાં નથી; તો પણ તે કોઠના ઉપર ઘણા બારીક છેદ હોય છે; તેમાંથી જઠરાગ્નિ તે કોઠમાંનો રસ ચુસી લે છે. બાદ માત્ર પોલું કોઠ બહાર નિકળે છે. જો આપ કોઠ ફોડીને જોશો તો સાહેજ આપને માલમ પડશે.

**ઘા૦**—તમારા તર્ક ઘણા લાંબા ચાલ્યા. તમારી સાથે વાદ કરવાથી કાંઈ ફળ નહીં. અમે પ્રત્યક્ષ સાપ જોયો તે ખોટું ને તમારી ખોટી ફુકરાજી ખરી એ કેમ થાય?

**ઈ૦**—મરેલાં માણુસ તથા કાપેલાં જાનવર અમારા જોવામાં ઘણી વાર આવ્યાં છે, તેથી પેટની અંદરની રચનાની અમને ખબર છે.

**ઘા૦**—હવે બસ કરો—બસ કરો! જંગલી લોકમાં તથા પશુમાં કાંઈ અંતર નહીં. તેથી તમારા બોલવાનો ગુસ્સો અમને નથી. જાઓ, હવે વખત થયો. રેસિડેંટ સાહેબ શહેરમાં તોપખાતાની કવાયત જોવા આવનાર છે, તે વખત તમારી હુંશિયારી બતાવવી.

**ઈ૦**—એ જેમ હશે તેમ—એવું કહી ચાલ્યો ગયો.

---

## વાત ૧૩.

પક્ષીને પાંજરામાં રાખીને પાળવાનો તથા તેને બોલતાં શિખવવાનો ઘાશીરામને ઘણો શોક હતો. કોઈ પરદેશી માણુસ આવે ત્યારે તેની આગળ પોતાના હીરામણ પક્ષીના બોલવાની તારીફ કરતો હતો. એક વખત એક આરબસ્થાનનો માણુસ આવ્યો હતો, તેને કોટવાલે પોતાનો હીરામણ દેખાડ્યો. તે વખતે પક્ષી "રામ રામ હો દાદા, રામ રામ" એવા શબ્દ બોલ્યો. તે ઉપરથી એ પક્ષી શું બોલે છે? એવું તે આરબના પૂછવા ઉપરથી તમને તે સલામ કરે છે, એવો કોટવાલે જવાબ દીધો. બાદ "કયા ખબર હે?" એવું આરબે મુસલમાની જુબાનમાં તે પક્ષીને પૂછ્યું, તેનો કંઈ પક્ષીએ જવાબ દીધો નહીં. તે ઉપરથી તે આરબે દેશદેશના પક્ષીની વાત કહી.

**આગસ્ટસ સીઝર** બાદશાહ **માર્ક અંતોની** ઉપર ચહડાઈ કરી ફત્તેહ મેળવીને મોટા દમામથી રોમ શહેરમાં આવતો હતો. તે વખત ઘણાં લોકો

સામા ગયા હતાં તેમાં એક માણુસ મેનાને હાથપર બેસાડી ગયો હતો. તેની નજદીક બાદશાહની સ્વારી આવતાં જ મેના પોતાની પાંખ ફફડાવી બોલી; "ફતેહ પામેલા બાદશાહ **સી**ઝરને ઈશ્વિર સલામત રાખો?" એ સાંભળી બાદશાહ ઘણો ખુશ થયો, ને તે માણુસને ઘણા પૈસા આપી તેની પાસેથી તે મેના લીધી. બાદ મેનાના માલીકે બક્ષીસમાંથી પોતાના સોબતીને ભાગ આપવો ઠરાવ્યો હતો, તે આપ્યો નહીં. તે ઉપરથી તે સોબતીને ગુસ્સો લાગ્યો, ને એનો બદલો લેવો, એવો નિશ્ચય કર્યો. બાદ જેને બક્ષીસ મળી હતી તેના મનમાં કાંઈ ખરો ઇરાદો સરકારને નજર કરવાનો નહોતો; માત્ર પેટ ભરવાના કારણ સારુ એક જ પક્ષીને ફક્ત રાજસ્તુતિના શબ્દ શિખવી મૂકયા હતા; પણ બીજા પક્ષીને તેણે વિપરીત શબ્દ શિખવેલા છે, એવું બતાવવા સારુ બીજી મેના તે સોબતી **સી**ઝર બાદશાહની રુબરુ લઈ ગયો. સરકારે જેને ઇનામ આપ્યું હતું, તે માણુસે બીજી એક મેના તૈઆર કરીને મોકલી છે, તે જુઓ; એટલું તે બોલ્યો એટલે બીજી મેનાએ કહ્યું કે "ફતેહ પામેલા **માર્ક** **આન્તો**નીને ઈશ્વિર સલામત રાખો." એ સાંભળી **સી**ઝર બાદશાહ અકલમંદ હતો તે હસ્યો; ને પ્રથમ આપેલા ઇનામમાંથી બંને જણને અરધો અરધ વહેંચી આપો એવો તેણે હુકમ કીધો.

એક ચમાર ઘણો દરિદ્રી થઈ ગયો હતો. તેણે ઇનામ મેળવવાની આશાથી એક પક્ષી લાવીને તેને શિખવવાની મહેનત કરી; પરંતુ તે જલદી બોલતાં શિખ્યું નહીં. તે જોઇને નિરાશ થઇને પક્ષી પાસે વારંવાર જઇને કહેવા લાગ્યો "ઠીક, ત્યારે મહારી મેહેનત વ્યર્થ ગઈ?" બાદ મહેનત કરીને તે પક્ષીને **સી**ઝર બાદશાહ પાસે લઈ ગયો. તે વખત "બાદશાહને ઈશ્વિર સલામત રાખો" એવા શબ્દ સાફ રીતે તે પક્ષી બોલ્યો. તે ઉપરથી બાદશાહે કહ્યું કે, તારા સરખા ખુશામતીઆ મારે ત્યાં ઘણા છે. તે ઉપરથી તે પક્ષીએ "ઠીક, ત્યારે મારી મહેનત વ્યર્થ ગઈ?" એવા શિખવનારના બોલેલા બોલ સાંભળેલા કહ્યા. એ વાજબી જવાબ સાંભળીને, શિખવનારની ઉમેદ કરતાં વધારે કીમત આપી બાદશાહે તે પક્ષી વેચાતું લીધું.

એક સોદાગર પોપટને "એમાં શું શક?" એવા શબ્દ શિખવીને બજારમાં વેચવા ગયો. ત્યાં એક ગૃહસ્થે આવી તેની કીમત પૂછી. ત્યારે સોદાગરે કહ્યું; 'એની કીમત પાંચ મોહોર છે.' ત્યારે તે ગૃહસ્થ બોલ્યો કે, 'પોપટની એટલી યોગ્યતા છે કે શું?' તે વારે સોદાગરે જવાબ દીધો કે, 'પોપટને પૂછવાથી માલુમ પડશે.' તે ઉપરથી પેલા ગૃહસ્થે પૂછયું "કેમ રે પોપટ, તારી યોગ્યતા પાંચ મોહોરની છે?" એટલે, "એમાં શું શક?"

એવો પોપટે ઉત્તર આપ્યો. તે ઉપરથી પાંચ મહોર આપી તે ગૃહસ્થ તે પોપટને પોતાને ઘેર લઈ ગયો અને તેની સાથે વાત કરે ત્યારે "એમાં શું શક?" એટલા જ શબ્દ માત્ર પોપટ કહેતો. તે સાંભળીને મેં મૂર્ખ-પણાથી આટલા પૈસા આ પોપટને સારુ આપ્યા, એવું નાખુશીનું બોલવું તેના મોહોડામાંથી નિકળ્યું. તે સાંભળીને "એમાં શું શક?" એવો પોપટનો જવાબ મળ્યો. તે સાંભળીને તે હસ્યો ને પોપટને પાંજરામાંથી કહાડી છોડી દીધો. આ પ્રમાણે જે વખત જે પ્રમાણે બોલવું ઘટે, તે પ્રમાણે બોલતાં ઘણા પક્ષી શિખે છે. તે પ્રમાણે જોતાં તો તમારો હીરામણ તૈઆર થયો નથી. મરજી હોય તો હું તૈઆર કરું. એ રીતે પેલા આરબ સોદાગરે કહ્યું.

આવું બોલવું સાંભળીને ઘાશીરામે તે આરબનો દરમાયો ઠરાવી હીરામણને શિખવવાને તેને હવાલે કર્યો. તેને પાંચ છ મહીના સુધી શિખવીને આરબ પાછો લાવ્યો, ને તે બોલ્યો કે મેં ઘણી મહેનત લઇને આ પક્ષીને ભણાવ્યો છે. તે ઉપરથી "તને ભણાવતાં મેહેનત પડી છે, કેમ હીરામણ?" એવું કોટવાલે પૂછ્યું. ત્યારે "હા ખરી વાત છે" એવો તે પોપટે જવાબ દીધો. તે સાંભળીને માહારો પોપટ હીરામણ શહાણો થયો, એવું સમજીને આરબને એક સારુ ચંદેરી સેલું આપીને કોટવાલે રજા આપી. પછી સાંજરે કોટવાલ નાનાફડ઼્નવીશના વાડામાં ગયા. ત્યાં પોતાના હીરામણ પક્ષીની ભરી સભામાં એવી તારીફ કરી કે, તે પોપટને કોઈ સવાલ પૂછે છે, તો તેનો તે બરાબર જવાબ દે છે. તે ઉપરથી તમારો પોપટ એક દિવસ બતાવો, એવું નાનાફડ઼્નવીશ બોલ્યા.

ત્રીજે દિવસે પોપટને શિખવનાર આરબની રાંડે સંગમ ઉપર જઇને રેસિડેંટ સાહેબને અરજ કરી કે, હું અંગ્રેજ સરકારની રૈયત થઇને હમણાં જ અહીંઆં આવી છઉં. મારા ઉપર શહેરના કોટવાલે મોટો જુલમ કર્યો છે. તે એવી રીતે કે મારો ધણી હિંદુસ્થાન ગયો છે, તેથી હું ઘરમાં મહેનત મજુરી કરીને પેટ ભરુંછું. હું એકલી છઉં. તે જોઇને કોટવાલે મારા ઉપર બદનજર કરી છે. મને ચાર પાંચ ફેરા બોલાવા મોકલ્યું; પણ હું તેની પાસે ગઈ નહીં, ત્યારબાદ એક દિવસ મારા ઘરમાં અંધારી વખતે પેસીને મારા ઉપર જબરદસ્તી કરવા લાગ્યો. ત્યારે મેં બુમ પાડી એટલે તે જતો રહ્યો. જતી વખત ઠીક છે રાંડ, તારી ખબર લઉંછું, તારા જેવી મેં રાંડો ઘણી જોયલી છે, એવું ઘણા ગુસ્સાથી બોલ્યો. બીજે દહાડે સવારમાં હું પાણી ભરવા હોજ ઉપર જતી હતી. ત્યાં એક માણસ

મારી પાછળ પાછળ આવ્યો, ને બાવનખણી કેણી તરફ છે એવું પૂછવા લાગ્યો. તે વખત શુકરવારપેઠમાં કોટવાલ ચાવડી પાસે છે, એવો મેં જવાબ દીધો. ત્યાં કોની અને કેટલી વસ્તી છે, એવું તેના પૂછવા ઉપરથી, પાંચ પચાસ કસબણ ત્યાં રહે છે, એવું સંભળાય છે, એ પ્રમાણે કહ્યું. એટલે એક સીપાઈ આવીને મને તથા તે માણસને પકડીને કોટવાલ પાસે લઈ ગયો. ત્યાં કોટવાલ, ગુસ્સો કરીને તે સખસને, તું શું કરતો હતો એવું કહી પૂછવા લાગ્યો. ત્યારે મારે આ બાઇ સાથે ઘણી દોસ્તી છે, ને એને ઘેર હું જતો આવતો હતો; સબબ આજ કેઇ વખતે આવું? એવું પૂછતો હતો. એ ઓરત બોલી કે, એક બે દિવસમાં મારો ધણી હિંદુસ્થાનથી આવનાર છે, વાસ્તે હમણા આવશો નહીં. એ પ્રમાણે તે લુચ્ચાએ બનાવટની હકીકત કહી. તે વખત ફોજદારી કારકુનને કોટવાલે કહ્યું; 'આ માણસનો હાજર જામીન લઇને એને યોગ્ય દિવસે હાજર રહેવાનો બંદોબસ્ત કરો, ને આ રાંડને, આપણો પક્ષી છે તે કોટડીમાં રાખો. તેથી મને તે કોટડીમાં ઘાલીને બહારથી બારણાં બંધ કર્યાં. કેટલોક વખત ગયા પછી અંદરનાં બારણાં ઉઘાડી કોટવાલ તે કોટડીમાં આવ્યો, ને મને ત્યાંથી ઘરના અંદર લઇ જઇને, તે જગે ચાર પાંચ કોઠી હતી તે ઉઘાડીને હસતાં હસતાં કહ્યું કે એમાં શહેરની લબાડ રાંડોની લીધેલી નથો (વાળી અથવા વીંટલી) હજાર પાંચશે રૂપીઆની છે; તેમાંથી જે નથ તને પસંદ પડે તે નથ તું હાથમાં લે. ત્યારે હું એવું બોલી જે, મારે નથ અથવા બીજું કાંઇ જોઇતું નથી; તમને પગે લાગું છઉં, મને છોડી દો. તે ન સાંભળતાં હવે કાંઇ વધારે બોલી તો આ તરવારથી તારું ડોકું કાપી નાંખીશ, ને ઇંઆંજ તને દાટી દઇશ;' એ રીતે ગુસ્સાથી બોલીને મને વળગી પડ્યો ને મારી આબરુ લીધી. તે જગે કોઇ જોનાર ન હતું. એક મોટો લીલો પોપટ પિત્તળના પાંજરામાં હતો; તેને બોલતાં આવડે છે તેથી તે મારો સાક્ષીદાર થયો છે. આ પ્રમાણે મારી હુરમત લીધા પછી આ ચંદેરી સેલું મને આપી છોડી દીધી. ફડનિવીશની પાસે જાત; પણ તેને કોટવાલ સાથે દોસ્તી છે, તેથી મારી દાદ શી રીતે લાગે? હમણાં મારો વાળી ઉપર પરમેશ્વર કે અહીઆં સાહેબ છો. મારો ધણી આવ્યા પછી મને કહાડી મૂકશે, ને મારી શુદ્ધિ કરવાને મને બે હજાર રૂપીઆ સૂધીનો ખરચ થશે. આ પ્રમાણે બોલી આંખમાં આંસુ લાવી સાહેબના આગળ પડી. તે વખત તારો ઇન્સાફ થશે, બીહી ના, એવું કહિને રેસિડેંટ સાહેબે તેનું નામ પૂછ્યું. તેણે પોતાનું નામ બેનુર બેગમ બંગાલી એવું બતાવ્યું. તે ઉપરથી તેની તમામ હકીકતનું ટીપ્પણ કરી લીધું ને

નાનાફડનિવીશને યાદી લખી રેસિડેંટ સાહેબે મોકલી, ને તેની સાથે નુરબેગમને પણ રવાને કરી. ને એને વિષે શી રીતે ફેસલો થયો તે જાણવા સારુ લખી મોકલવાનું લખ્યું. તે યાદી ફડનિવીશના હાથમાં ગયા પછી, તેણે કોટવાલને બોલાવી તેને બતાવી. કોટવાલે જોઇને સઘળો મજકુર ખોટો છે એવો જવાબ દીધો. તે ઉપરથી હીરામણ પોપટ તમારા ઘરમાં કેટલા છે? એવું ફડનિવીશે પૂછ્યું. આપ આગળ ગઇ કાલે જે વિષે તારીફ કરી હતી તે એક જ છે, એવું ઘાશીરામ બોલ્યો. ફડનિવીશે તે પોપટનું પિંજરું મંગાવાનું કહ્યું. તે ઉપરથી હીરામણ પોપટને લાવ્યા. તે વખત તમારે વચ્ચે કાંઈ બોલવું નહીં, એવું ઘાશીરામને કહીને હીરામણને પાસે મંગાવીને નુરબેગમ તરફ આંગળી દેખાડીને "એ વાત કહે છ તે ખરી છે કે કેમ? ફડનિવીશે એવી રીતે પક્ષીને પૂછ્યું. એટલે "હા, ખરી છે, હા, ખરી છે," એવું તે બોલ્યો. તે વખત સઘળા હસી પડ્યા, ને કોટવાલ તરફ જોવા લાગ્યા. તે ઉપરથી કોટવાલને ગુસ્સો આવવાથી આ પોપટને લુચ્ચાઓએ ફોસલાવ્યો છે; એવું કહીને હાથમાં લાકડી હતી તે હીરામણના માથા ઉપર મારી, તેથી તે ડાંડી ઉપરથી નીચે પડીને તરફડીને તુરત મરણ પામ્યો. ત્યારે ફડનિવીશ તથા બીજા સઘળા લોકોને નુરબેગમની ફરીઆદ ખરી લાગી. પોપટને વધારે વાત પૂછવાની હતી; પણ તે મરણ પામ્યો. ઘાશીરામને નુરબેગમનું મન મનાવવું પડ્યું.

---

## વાત ૧૪.

એક હૈદરાબાદનો રહેનાર સમશેરખાન મુસલમાન, ઘાશીરામને નિજામના વૈભવ વિષેની વાત કહેતો હતો. તેના જનાનખાનામાંની પાંચસો ઉપરાંત ઘણી જાતની ઓરતોની તેણે તારીફ કરી. તે વખત વંગૈર નામનો એક ડચ (વલંદો) ત્યાં હતો. તે બોલ્યો કે તમે ફકત જનાનખાનાનીજ વાત કહો છો; પરંતુ અમે તો મર્દાનખાનાં જોયાં છે. તે ઉપરથી આગળ બોલવું થયું તેઃ—

**ઘા૦**—મર્દાનખાનું એટલે શું?

**વંગૈર**—બાદશાહ તથા નવાબ વગેરે જેમ ઓરતો એકઠી કરી તેઓને એક મહેલમાં રાખે છે, તે પ્રમાણે સ્ત્રીના રાજ્યમાં સ્ત્રીઓ, જવાન તથા સુંદર પુરુષો એકઠા કરી તેઓને એક ઠેકાણે રાખે છે, તેને મર્દાનખાનું કહે છે.

ઘા૦—એવાં મર્દાનખાનાં કયાં છે?

વં૦—ચીનાઈ સમુદ્રમાં મલાકા નામનો એક બેટ છે ત્યાં પાટણ નામે દેશ છે; ત્યાં સ્ત્રી રાજ્ય છે. રાજ્ય ઉપર સ્ત્રીએ બેસવું જોઈએ ને જે સ્ત્રીનો રાજ્યાભિષેક થાય તેણે સાદી કરવી નહીં એવો ત્યાં ચાલ છે. આ કારણથી ત્યાં રાણી જેટલા જોઈએ તેટલા મર્દ રાખે છે. પોતે મોહોટો વૈભવ ભોગવવા સારુ એક મોટો મહેલ બાંધ્યો છે. ત્યાં પોતાના તથા બીજા દેશોના સુંદર દેખીતા પુરુષ એકઠા કરી રાખે છે. તેઓને અલંકાર, ભૂષણ તથા સારાં કપડાં આપીને, તેઓના ખાવા પીવાની બરદાસ્ત સારી રીતે રાખે છે; ને તેમાંથી જેના ઉપર રાણીની જાસ્તી પ્રીતિ હોય છે, તે ઘણું કરીને રાજ્યનો કારભાર ચલાવે છે.

*સમશેરખાન—રાણી મરણ પામ્યા પછી ગાદી ઉપર કોણ બેસે છે?

વં૦—મર્દાનખાનામાં રાખેલા પુરુષથી રાણીને જે સંતતિ થાય છે, તેમાં જે વડીલ કન્યા હોય છે, તે ગાદીપર બેસે છે.

ઘા૦—ત્યારે મર્દાનખાનામાં પુરુષોનું કેમ થાય છે?

વં૦—તે છોકરી સ્ત્રીપણામાં આવી, એટલે મરદાનખાનામાંના પુરુષોની તે માલીકણ થાય છે.

ઘા૦—મર્દાનખાનામાં ઘણા પુરુષો હોય છે, તે કારણથી રાણીને સંતતિ ઘણી થતી હશે.

વં૦—તે દેશમાં બધી જાતની ઉત્પત્તિ ઘણી થાય છે. ત્યાં બતક અને હંસ છે, તે એક દિવસમાં બેવાર ઇંડાં મૂકે છે; ને કેટલીક ઓરતોને ૩૩ સુધી છોકરાં થાય છે.

ઘા૦—(પોતાની મુછ ઉપર તાલ દઈને તથા રુમાલથી મોહોડું લુછીને) અમારા જેવા કોઈ ત્યાં જાય તો રાણી પ્રસન્ન થાય કે નહીં?

વં૦—તે મારાથી કહી શકાતું નથી. આપની તસવીર પ્રથમ ત્યાં મોકલો, બાદ આપ જાતે જાઓ.

ઘા૦—તસવીર કહાડનાર કોઈ તમારી ઓળખાણવાળો હોય, તેને સવારે તેડી લાવજો.

વં૦—ઠીક છે. લૈ આવીશ. તસવીર કઢાવતાં હજાર રૂપીઆ ખર્ચ લાગશે.

ઘા૦—હજાર રૂપીઆની શી વિસાત છે? એક હજાર રૂપીઆ એક ઘડીમાં પેદા કરું. તસવીર ત્યાં શી તરેહ પહોંચે?

**વં૦**—અમારા ડચ જાતના લોકો હમેશ ત્યાં જાય આવે છે. તેમાં અમારા ઓળખીતા લોકો ઘણા છે; તેમાંથી કોઇને આપીને અમે તસવીર ત્યાં પહોંચતી કરીશું.

**ઘા૦**—પાટણ દેશમાં કહી જાતના લોક રહે છે?

**વં૦**—મુસલમાન તથા આપની જાતના હિંદુ મૂર્તિપૂજક લોક રહે છે.

**ઘા૦**—રાણી કેઈ જાતની છે?

**વં૦**—તે બુદ્ધ ધર્મની છે; પણ તેનો આચાર વિચાર અહીંઆંના હિંદુ જેવો નથી.

**ઘા૦**—તેની કાંઇ અડચણ નથી. અહીંઆં મોટા મોટા બ્રાહ્મણોએ મુસલમાન જાતની વેશીઆ સુદ્ધાં રાખેલી છે; ને એક વખત એવો બનાવ બન્યો હતો કે, વેદશાસ્ત્રસંપન્ન ગંગાધર પંડીતને ઘેર એક શુદ્ર કણબણ વર્ષ બે વર્ષ રહી હતી; ને તેને તેના પેટથી એક છોકરી થઇ. બાદ તે કણબણ કોઈ ઠેકાણે બહાર ગઈ હશે, તે વખત બે ત્રણ ઢેડાઓ તેને અડકીને અમારી પોલીસ કચેરીમાં લાવ્યા હતા; અને તેમાંથી એક ઢેડાએ કહ્યું કે, એ ઠકી મારી સાદીની ઓરત છે. તે બુરાનપુરથી ત્રણ વર્ષ ઉપર નાસી આવી છે. તેની શોધ હું, મારા ભાઇ તથા મારો બાપ કરતા ફરીએ છૈએ. અમારા માહાર લોકોના ચાલ પ્રમાણે તેના હાથ તથા છાતી ઉપર છુંદણા છુંદેલાં છે. એનાં માબાપ પણ અમારી સાથે આવેલાં છે, તે વાનવાડીમાં રહેલાં છે. તે ઉપરથી ચોકસી કરતાં તે કણબણ ઢેડી ઠરી, ને તેણે પણ તે વાત કબુલ કરી. બાદ વેદમૂર્ત ગંગાધર પંડીત પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થયા. તેવી પાટણની રાણી કાંઈ ઢેડીના જેવી નીચ નથી.

**વં૦**—નહીં, તેવી નીચ નથી. તે તો તખ્તનશીન છે.

**ઘા૦**—ઠીક છે ત્યારે, તમે જલદીથી તસવીર કહાડનારને લાવો. તસવીર જલદીથી તૈઆર કરાવીને ત્યાં મોકલવાની તદબીર રખાવવી. ખરચ સામું કાંઈ જોવું નહીં. જે વાત પકડી તે પેશ પંહોંચાડવી જોઈએ.

## વાત ૧૫.

શ્રીમંતના હાથીખાનામાં એક હાથી હતો. તેનું નામ યુદ્ધમલ્લ હતું. તને ઘણું શિખવીને તૈયાર કર્યો હતો. તે જોવા સારુ ઘાશીરામની સાથે બે ઇંગ્રેજ, એક માલેટ ને બીજો ટામસ, એઓ આવ્યા હતા. તે વખતે હાથી પાસે મહાવતે શુંડમાં પાણી લેવડાવીને ફુવારાની માફક વર્તુળાકાર

ઉડાવાવ્યું. ત્યાંર બાદ હાથીએ શુંડથી એક મોટો ગોળ પથ્થર ઉંચકીને પોતાની પીઠ ઉપર મૂકયો, ને બે પગે ઉભો રહ્યો. આ પ્રમાણે જોઇને ટામસે કહ્યું કે જનાવરના ખેલો વિષે આ કરતાં વધારે ચમત્કારિક વાતો અમારા જાણવામાં છે. તે ઉપરથી કોટવાલે કહ્યું કે, કેવી તરેહની શી શી વાતો છે તે કહો.

**ટાo**—પ્રાચીનકાળમાં રોમન લોકો નાટકશાળામાં હાથીનો તમાશો કરતા હતા. તેમાં પાવાના નાદ તથા તાલ ઉપર હાથી ચાલતો હતો. એક વખત બાર હાથી તૈયાર કરીને નાટકશાળામાં લાવ્યા હતા. તે સુર ઉપરથી ગોળમટોળ ફરતા હતા, ને જૂદાં જૂદાં ટોળાં થઇને પગથી ફુલ ઉરાડી દેતા હતા, ને નાચી રહ્યા પછી પોત પોતાની જગા ઉપર ઉભા રહીને ગાણું થાય તેની તાલ પગથી મેળવતા હતા; બાર હાથીના બાર પલંગ તૈઆર કર્યાં હતા, મેજ ઉપર ખાવાનું મૂકયું હતું, અને છએ હાથણીના જનાની પોશાક, ને છએ ફક્ત મરદાની પોશાક પહેરીને ઇસારો થતાં જ પલંગ ઉપર જઈ સુઈ જતાં હતાં. બાદ ઇસારો થવાની સાથેજ પોત પોતાની શુંડ કહાડીને મેજ ઉપરથી ખાણું ખાતા હતા ને ન વેરતાં થોડું ખાઇને દારુના પ્યાલા તેને આપતા તે અદબસર લઇને પીતા હતા.

**ઘાશીરામ**—અમારો હાથી દડી ઉછાળીને પાછી ઝીલી લે છે.

**માલીટ**—જર્માનિકસ નામનો એક રોમનો સરદાર હતો, તે તમાશો કરાવતો હતો. તેમાં હાથી બરછી ઉછાળીને પાછી પડતાં શુંડથી ઝીલી લેતો, અને એક બીજા સાથે પટો રમીને નાચ કરતા. તેઓ દોરડા ઉપર નાચતા હતા. બે દોરડાં સામસામાં બાંધતા હતા, ને તે ઉપર ચાર હાથી ચહડીને, એક પાલણામાં પાંચમો હાથી દરદી હોય એ માફક સુતો, તે પાળણું શુંડથી ઉંચકીને તે સુધાં દોરડા ઉપર ચાલતા હતા. તે હાથીઓ ફક્ત સીધાજ ચાલ્યા જતા એટલુંજ નહીં; પણ પાછે પગે તાલ દેતા દેતા પાછા આવતા હતા.

**ટામસ**—અમારા વિલાયતમાં થોડા કાળ ઉપર નાટકશાળામાં એક હાથણી લાવ્યા હતા. તે દમામથી સજ થઇને આવી અને હાથનો ઇસારો થતાંજ ઘુંટણીએ પડીને બેઠી અને રાજાનો વેશ આવ્યો હતો. તેનાં માથામાં તેણે રાજમુકુટ પહેરાવ્યો.

**ઘાo**—અમારા ગ્રંથમાં કથા છે, તેમાં જે વખત જાનકીનો સ્વયંવર થયો. તે રાવણ પગનાં આંગળાંથી ધનુષ્ય ઉંચકતાં પડી ગયો. તે વખત સીતા હાથી ઉપર બેઠી હતી ને તે હાથીની શુંડમાં માળા આપી હતી.

તે માળા તેણે રામચંદ્રજીના ગળામાં નાખી. તેજ પ્રમાણે દ્રૌપદીજીના લગ્ન સમયે અર્જુને નીચે તેલમાં મચ્છનું પ્રતિબિંબ જોઇને ઉપર મચ્છનો ડોળો તીરથી વીંધ્યો હતો. તે વખત હાથીએ અર્જુનના ગળામાં માળા ઘાલી હતી.

ટા૦—એક હાથીને ઝાંઝ વગાડતાં શિખવ્યો હતો. તે ઝાંઝનાં બે પડો બે પગને ઘુંટણે બાંધ્યાં હતાં, ને ત્રીજું પડ હાથીએ શુંડમાં લીધું હતું, અને ગત વગાડતો. તે પ્રમાણે બીજા હાથીઓ આસપાસ ઉભા રહીને નાચતા, તેમાં બે તાળ થતા નહીં.

ઘા૦—અમારા હાથીને શીંગું ફુંકતાં આવડે છે.

ટા૦—તેમાં કાંઈ મુશ્કેલ નથી. ઈસ્તંબોલ કરીને તુર્કી દેશનું એક શહેર છે. તેમાં એક હાથી હતો, તે દડીએ રમતો હતો. તે માણસની પેઠે દડીને ઇદર તીદર ઉરાડીને શુંડથી ઝીલી લેતો હતો. બીજો એક હાથી બે ત્રણ અક્ષર લખતો હતો. તેને માણસ અક્ષર બતાવતા કે, તે પ્રમાણે પાટી ઉપર અક્ષર કહાડતો.

ઘા૦—અમારો હાથી માત્ર લખતો નથી; બાકી બીજું જે કામ કહીએ તે કરે છે.

ટા૦—કામ કરાવ્યાના પ્રકાર અમારા વાંચવામાં તથા જોવામાં ઘણા આવ્યા છે. સવારના પહોરમાં ઉઠીને સાવરણી લઇને ઝાડું કહાડતાં, તથા નદી ઉપર જઇને પાણી લાવી બારણે છંટકાવ કરતાં હાથીને શિખવે છે. વહાણને જમીન ઉપરથી દરીઆમાં હાથી ઘસડી જાય છે. તેમાં એક હાથીએ એક વહાણને માથાની ટોંચ લગાડી એટલું જોર કર્યું કે તેનું માથું તે જ વખત ફુટીને મરી ગયો. એક વખત એક મજબૂત ભીંત પાડવાને બે હાથી લગાડ્યા હતા. તેઓએ પોતાની શુંડથી આંટી મારીને ઘણી વાર સુધી ભીંતને જોરથી આચકા માર્યા. આખર તે ભીંત પાસેથી નાશીને દૂર ગયા કે ભીંત પડી ગઈ.

ઘા૦—અમારો હાથી મહાવતનાં છોકરાં રમાડે છે.

માલીટ—એવી વાતો ઘણી છે. મહાવતની બાયડી બહાર જવાની હોય છે ત્યારે પોતાનાં બાળકને હાથીને સોંપી જાય છે. છોકરું જ્યાં બેસાડ્યું હોય ત્યાંથી ઘુંટણીઆ ભર હાથીના પગ આગળ જાય છે. તે વખત પગ લાગવા ન દેતાં હાથી તેને ત્યાંથી શુંડવતી લઇને તેજ ઠેકાણે પાછું બેસાડે છે. પાળણામાં છોકરું હોય છે, તે વખત શુંડથી તેના ઉપરથી મચ્છર ઉરાડે છે ને તે છોકરું રડે છે ત્યારે પાળણું હળવે હળવે હલાવીને તે ઉંઘી જાય એમ કરે છે. એવી હાથીની ઘણી વાતો છે.

ઘા૦—હાથી આવા બળવાન્ થઇને, રાનમાંથી માણુસના હાથમાં શી રીતે આવતા હશે?

ટા૦—હાથી પકડવાની ઘણી તદબીરો છે. તેમાં એક એવી છે કે, જે રાનમાં હાથી હોય છે, ત્યાં એક દિવસે મોટો ખાડો ખોદી તેમાંની માટી ચારે તરફ ખીછાવી દઇને હાથીને જે પાલો વધારે પસંદ હોય, તે પાલાથી ખાડો ઢાંકી મૂકે છે; બાદ તે ખાવા આવેથી તેમાં હાથી પડે છે ને કેટલાક દિવસ સુધી ભુખે મરે છે, એટલે તેને ખાડામાંથી બહાર કહાડવાની તજવીજ કરે છે, ને ખાડામાં હાથીને કેટલીક વાર સુધી લાલચ દેખાડે છે એટલે તેની સાથે હળી જાય છે. બાદ બહાર કહાડે છે. બીજી યુક્તિ એવી છે કે, હાથીના શિકાર કરવા સારુ પાળેલી હાથણીઓ લઇને તેના ઉપર શિકારીઓને હાથીનાં રંગનાં કપડાં નાંખી તેમાં છૂપી જઈ પીઠપર પડીને, તે હાથણીને રાનમાં હાથીના ટોળામાં લઈ જાય છે, ને તે ટોળામાં નરની પાસે હાથણી લઈ જઇને તે હાથી સાથે ચેષ્ટા કરે, એટલે બીજી હાથણી પાછળ પગમાં રહી આંટી મારે છે. બાદ શિકારીઓ તે હાથીને કબજ કરી લાવે છે.

મા૦—હાથી પકડવાની ચમત્કારિક યુક્તિ એવી છે કે, રાનમાં એક બીજાને લગતા બે ખાડા કરીને તે બંનેની વચ્ચે બિન હરકતે એક હાથી જાય, એટલી પાળ રાખીને ખાડાઓમાં ઝાડની ડાળો નાંખે છે. પછી પાળેલા તથા શિખવેલા હાથીને તે રાનમાં છોડી દે છે. તે પોતાના ટોળામાં જઇને તેઓની સાથે કેટલાક દિવસ રહે છે. બાદ જે ઠેકાણે ખાડા કરેલા હોય છે, તે રસ્તે પોતાના સોબતીઓને લાવે છે ને પોતે સૌથી આગળ થઇને બે ખાડા વચ્ચેની પાળ ઉપર સહેજ ચાલ્યો જાય છે. તે વખત તેની પાછળ બીજા હાથી આવે છે. બાદ પાળ પૂરી થવા આવી એવો સુમાર જોઇને ચીસ પાડીને નાસવા માંડે છે, તે વખત તેની પાછળ હાથી ખરેખરા ગભરાઇને નાસવા લાગે છે. તેમાંથી કોઇ ખાડામાં પડે છે. બાદ પાળેલો હાથી ઘેર આવે છે ને શિકારી લોકો જઈ ખાડામાંથી હાથી પકડી લાવે છે.

ઘા૦—અમારા હાથીની શુંડ ઉપર એક છોકરાએ પથ્થર માર્યો. તે ઉપરથી તે છોકરાના આંગ ઉપર જઈ તેની ટંગડી શુંડથી પકડી તેને ફેંકી દીધો. તે એક ઘરના છાપરા ઉપર જઇને પડ્યો. તેને ઘણું વાગ્યું હતું, તેથી તે મરી ગયો.

ટા૦—હાથીને ઉપકાર અપકારની સમજ છે ને તેની યાદ ઘણા દિવસ સુધી રાખે છે. દિલ્લી શહેરમાં એક દરજી હતો. તેના ઘરની પાસે એક હાથી જઈ પહોંચ્યો, એટલે તેને દરજીએ પોતાની બારીમાંથી કાંઈ ફળ અથવા મીઠાઈ આપી. એક દિવસે દરજી કાંઈ ગુસ્સામાં હતો ને હાથી તેનાં બારણા આગળ જઈ લાગ્યો. તે વખત હમેશની રીત પ્રમાણે હાથીએ પોતાની શુંડ બારીમાં ઘાલી. ત્યારે દરજીએ તેની શુંડમાં શોય ઘોંચીને "જા, જા, મારી પાસે આપવાને કંઈ નથી," એવું બોલ્યો. તે ઉપરથી હાથીએ કાંઈ ન કરતાં ચાલવા માંડ્યું. આગળ જતાં રસ્તામાં એક ઠેકાણે દુર્ગંધી પાણી ભરાયલું તેના જોવામાં આવ્યું. તેમાંથી પોતાની શુંડમાં પાણી ભરી લઇને, પાછો દરજીના ઘર પાસે આવીને તેની બારીમાં શુંડથી પાણી નાંખી તમામ જગા તથા કપડાં ખરાબ કર્યાં હતાં. પારિસ શહેર ફ્રેંચ લોકોની રાજધાની છે. ત્યાં એક સરકારી હાથી હતો, તેને તમાશગીર લોકો કાંઈ ખાવાનું આપે નહીં. તે સારુ તે હાથીની પાસે એક બંધુકદાર સીપાઈ પોહોરો ફરતો હતો. એટલું છતાં પણ એક ઓરત તે પહેરેદારની નજર ચૂકવીને હાથીને હંમેશ ભાખરી આપતી હતી. એક દિવસે પહેરેગિરે ભાખરી આપતાં તેને જોઈ. તે ઉપરથી તે બાઈ ઉપર ગુસ્સે થયો. તે કારણસર હાથીએ તે પહેરેગિરના મોહોડા ઉપર શુંડથી પાણી છાંટ્યું. તે જોઇને સઘળા તમાશગીર હસવા લાગ્યા. બાદ પહેરેદારે રુમાલથી મોહોડું લુછ્યું ને તમાશગીર લોકોને તાકીદ કરવા લાગ્યો. તે ઉપરથી હાથીએ તે પહેરેદારના હાથમાંથી બંધુક શુંડથી છીનવી લઈ પગ નીચે દાબી ભાંગી નાંખીને પહેરેદારને પાછી આપી.

ઘા૦—તમારા હાથી જેવા હોય તેવા ખરા; પણ અમારા હાથીના શહાણપણ બરાબર તેનાથી થવાનું નથી. એક દિવસે મુળામુઠા નદીમાં રેલ આવી હતી. તે વખત ઓંકારેશ્વર મહાદેવની પાસે બ્રાહ્મણોની સ્મશાન ભૂમી છે, ત્યાં મહાવત હાથી લઇને ગયો હતો, તે મહાવત નદીમાં તરવા ગયો. તે તરતાં તરતાં નદીના પાણીના જોરથી તણાવા લાગ્યો. તે વખત "ડુબ્યો રે ડુબ્યો" એવી બુમ મારતો ગળચકાં ખાવા લાગ્યો. તે વખત ત્યાં ઘણા લોક હતા; પણ કોઈ કહાડવા ગયું નહીં. બાદ તેને તણાઇ જતો હાથીએ જોઇને તે ત્યાંથી સપાટાબંધ નદીના કિનારાથી પા કોશ જઇને નદીમાં ડૂબકી મારી મહાવત ખેંચાઇ જતો હતો, તેની સામે આવી તેને શુંડવતી લઇને પોતાને માથે બસાડ્યો. બાદ હાથી, મહાવત સુદ્ધાં બે ત્રણ કોશ ખેંચાઈ જઇને આગળ કિનારો આવ્યો ત્યાં જઇને પુના શહેરમાં પાછો લઈ આવ્યો.

ટા૦—એ વાત મોટી તારીફ લાયક છે ખરી; પણ એ કરતાં જાસ્તી ચમત્કારિક હાથીના શાહાણપણની વાત અમારા જાણ્યામાં છે તેમાંની એક બે કહુંછું. તમે દક્ષિણ સમુદ્રમાં જે બેટને લંકા કહો છો ત્યાં હાથી ઘણા છે. ત્યાં એક ગામમાં ચુના તથા ઈંટના બાંધેલા એક મજબૂત કોઠારમાં અન્ન ભરેલું હતું. તેના રક્ષણ સારુ કેટલાક શીરબંદીમાંના પેદળ સીપાઈ રહેતા હતા. તેઓને નજદીકના ગામમાં કાંઈ બંડ થયાના શોર ઉપરથી તાબડતોબ જવું પડ્યું. તે વખારને મોટું તાળું મારીને સઘળા સીપાઈઓ ગયા. એવી તક મળવાથી હાથીનું ટોળું વખાર પાસે આવ્યું, ને દાંતના જોરથી ખુબ મહેનત કરીને તે કોઠાર ફાડી, અને વારા ફરતી અંદર જઈને પેટ ભરીને અનાજ ખાધું; અને શીરબંદીના લોકો પાછા ફરીને નજદીક આવ્યા એવું માલુમ પડ્યું કે તુરત સઘળા હાથી નહાસી ગયા. એ હાથીને એક કુવા ઉપર પાણી પાવા સારુ મહાવત લઈ ગયો હતો. તેમાંનો એક હાથી બીજા કરતાં જરા નહાનો હતો. તેના મહાવત પાસે ચામડાની ડોળચી હતી, તે નહાનો હાથી પોતાની શુંડમાં લઈને તેથી કુવામાંથી પાણી કહાડી પીવા લાગ્યો. તે જોઈને મોટા હાથીએ તે ડોળચી તેની પાસેથી છીનવી લીધી. તે વખતે બને માહાવતોની ગાળા ગાળી ઘણી થઈ, ને મોટા હાથીએ તે ડોળચી પાછી આપી નહીં. બાદ નાહાના હાથીમાં વહડવાની કુદરત નહીં, તેથી તે છાનોમાનો ઉભો થઈ રહ્યો. બાદ મોટો હાથી કુવાના કિનારા ઉપર આવી ડોળચી પાણીમાં નાંખી પાણી કહાડી પીવા લાગ્યો. તે જોઈને નાહાનો હાથી ઉભો હતો ત્યાંથી નિકળી જાય છે એવું બતાવી, તે હળવે હળવે મોટા હાથીની પાછલી બાજુએ આવ્યો, ને એકદમ મોટા હાથીને માથાનો ધક્કો મારી કુવામાં ઉથલાવી નાંખ્યો. તે પાણી ઉપર તરવા લાગ્યો; પણ નિકળવાની કાંઈ તદબીર સુજી નહીં. બાદ તેના મહાવતે ત્યાંને ત્યાં રહીને લાકડાની ભારી એક ઉપર એક મુકીને ઢગલો કરવાનું તે હાથીને શિખવ્યું, ને તેની શુંડમાં ભારી આપી. હાથીએ ભારી પોતાના પગ તળે મુકીને ઢગલો કર્યો ને ઢગલા ઉપર ચહડીને હાથી બહાર નિકળ્યો.

---

## વાત ૧૬.

ઘા૦—ફુરસદની વખતે યજ્ઞેશ્વર નામના શાસ્ત્રી સાથે વેદ વિષેની વાતો કરતો બેઠો હતો. એટલામાં તેને મળવા સારુ પેદલ કરીને એક પાદરી તથા ફિરોજશાહ દસ્તુર એ બે જણ આવ્યા. તે બેઠા પછી

નજદીકમાં સૈયદહુસેનુદીન કાજી રહેતા હતા, તેને બોલાવી મંગાવ્યા. બાદ ઘાશીરામે શાસ્ત્રી બાવાને પૂછ્યું કે, આપણા શાસ્ત્રમાં સૃષ્ટિની ઉત્પત્તિ વિષે લખ્યું છે તે કહો. તે ઉપરથી બોલ્યા:—

**શાસ્ત્રી**—આપણા ચાર વેદ છે. તેમાં પહેલો **ઋગ્વેદ**, બીજો **યજુર્વેદ**, ત્રીજો **સામવેદ**, અને ચોથો **અથર્વણ**, એ રીતે છે. તેમાં પૃથ્વીના પહેલા કલ્પમાં ત્રણ નિકળ્યા. **ઋગ્વેદ** અગ્નિમાંથી નિકળ્યો, **યજુર્વેદ** વાયુ થકી ઉત્પન્ન થયો, અને **સામવેદ** સૂર્યે આપ્યો. એ વેદો **શંખાસુર** દૈત્ય ચોરી ગયા પછી બીજા કલ્પમાં બ્રહ્માએ કહેલા છે; તાર પછી વેદવ્યાસે વેદ લખીને તેના ચાર ભાગ કર્યા. ત્યારથી ચાર વેદ થયા. ઇતિહાસ તથા પુરાણને પાંચમો વેદ ગણે છે. ચાર વેદમાંના ત્રણ વેદમાં યજ્ઞયાગના મંત્ર, સંસ્કાર આચાર, તથા ધર્મ કહેલા છે, અને **અથર્વણવેદમાં** પ્રાયશ્ચિત્તના પ્રકાર તથા ધનુર્વિદ્યા બતાવેલી છે. વેદની અનેક સંહિતા એટલે વિભાગો છે, તેને શાખા કહે છે. **ઋગ્વેદની** સંહિતા સોળ છે, તેને કેટલાક પાંચ ગણે છે. **યજુ**-વદની એકસો એક શાખા છે, તેની કેટલાક ૮૬ શાખા છે એમ સમજે છે. **સામવેદની** સંહિતા હજાર ઉપ્રાંત છે; અને **અથર્વણવેદની** સંહિતા નવ છે. તે શાખાઓનાં નામ:—**આશ્વલાયન**, **સાંખ્યાયન**, **કાત્યાયન**, **વાજસનેયી**, **હિરણ્યકેશી** વગેરે છે. વેદ ઉપર એક ભાષ્ય એટલે ટીકા કરેલી છે; તે તથા ભાગવત ઉપર જોતાં એવું માલમ પડે છે કે અવલ સઘળો અંધકાર હતો. તેમાં માત્ર વિશ્વાત્મા રહેતા હતા. તેને માનસી સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થઈ. તે ઉપરથી ત્રૈલોકય એટલે સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળ ઉત્પન્ન કર્યાં. બાદ પુરુષ ઉત્પન્ન કર્યો. તેના મોહોમાંથી અગ્નિ નિકળ્યો; નાકમાંથી શ્વાસ નિકળ્યો, ને તેથી વાયુ પેદા થયો; આંખમાંથી સૂર્ય ઉત્પન્ન થયો; કાનમાંથી આકાશ થયું; ત્વચામાંથી રુંવાડાં નિકળ્યાં ને તેમાંથી વનસ્પતિ તથા ઝાડ થયાં. હૃદયથકી મન ને મનથી ચંદ્રમા ઉત્પન્ન થયો. ડુંટીમાં અપાન વાયુ નિકળીને તેમાંથી મોત નિકળ્યું. પ્રજાપતિથકી ઉત્પત્તિનું બીજ પેદા થયું, ને તેમાંથી પાણી થયું. આ પ્રમાણે દેવતા ઉત્પન્ન થયા ને દરીઆમાં પડ્યા, તે વખત વજનદાર હતા. ત્યારે ભુખ તથા તરસથી વ્યાકુળ થઈને એવું માગી લીધું કે, અમને કમ વજનદાર એટલે નાહાની આકૃતિના કરો કે અન્ન ખાઇએ. તે વખત તેઓને ગાયનું રૂપ બતાવ્યું. તે તેઓએ પસંદ કર્યું નહીં; બાદ ઘોડાનું રૂપ બતાવ્યું, તે પણ કબુલ કર્યું નહીં. પછી નર સ્વરૂપ બતાવ્યું તે તેઓને પસંદ પડ્યું. તે ઉપરથી પોતપોતાની જગો ઉપર જવાની તેઓને આજ્ઞા થઈ. તે વખત અગ્નિ વાચા થઈ મોહોમાં

પેઠો, વાયુ શ્વાસ થઈ નાકમાં ગયો; સૂર્યે દૃષ્ટિ થઇને આંખમાં પ્રવેશ કર્યો. આકાશે શ્રવણ થઇને કાનમાં પ્રવેશ કર્યો. વનસ્પતિ તથા ઝાડ રુંવાટાં થઇને ત્વચા ઉપર બેઠાં, ચંદ્રે મન થઇને હૃદયમાં પ્રવેશ કર્યો. મૃત્યુ અપાન થઇને ડુંટીમાં ગયું. પાણીએ ઉત્પત્તિનું બીજ થઇને પ્રજાપતિમાં વાસ કર્યો. ત્યાર બાદ ભુખ તથા તરસે જગા માગી. તેને સઘળા દેવતાઓમાં વાસ કરવાનું ફરમાવ્યું. બાદ અન્ને પાણીની ઉત્પત્તિ કરી અને પાણીમાં આકૃતિ આવતાં જ હાલીને દોડવા લાગ્યું. તે વખતે પુરુષે, વાચાએ, શ્વાસે, દૃષ્ટિએ, શ્રવણે, ત્વચાએ, મને તથા પ્રજાપતિએ પાણીને અટકાવવાની કોશીશ કીધી; પણ તે અટક્યું નહીં. ઇંદ્રિયોના સામર્થ્યથી જો પાણી ઉભું રહે તો, અનાજનું નામ લીધાથી, તેને જોવાથી, તેનું નામ સાંભળવાથી, તેને અડકવાથી, અથવા તે ઉપર પડવાથી ક્ષુધાની તૃપ્તિ થાય. આખરે પુરુષે અપાનના યોગથી પાણીનો અટકાવ કરવા માંડ્યો, તેથી કરીને તે થંભ્યું. બાદ આત્માએ પુરુષમાં પ્રવેશ કર્યો. પછી પુરુષ એજ વિશ્વાત્મા છે એમ થઇને "અહં" એટલે 'હું' એવો શબ્દ કહાવ્યો; અને સર્વાત્મા સઘળાની દેહમાં છે તેની હજી સુધી સાબેતી છે કે "તું કોણ છે" એવું કોઈ માણસ પૂછે ત્યારે "હું છઉં" એવો પ્રથમ જવાબ દે છે. આ રીતે આત્માએ પુરુષમાં પ્રવેશ કર્યા પછી એકલાને આનંદ થયો નહીં. બીજું કોઈ જોઇએ એવી તેની વાસના થઈ. તેથી મૈથુન વખત જેવી આકૃતિ હતી, તેવું પુરુષનું શરીર થયું. બાદ બે વિભાગ બરાબર થયા. તે વખત પ્રકૃતિ તથા પુરુષ બંને જૂદાં થયાં તે બંનેથી મનુષ્ય ઉત્પન્ન થયાં. પછી પ્રકૃતિએ એવું વિચાર્યું કે, હું પુરુષથી ઉત્પન્ન થવા વાસ્તે મારી સાથે પુરુષ સંગ કરે તે ઠીક નહીં. બાદ તેણે ગાયનું રૂપ લીધું. તે જોઇને પુરુષ સાંઢ થયો; તે થકી ઢોર વગેરે જાનવર પેદા થયાં. બાદ પ્રકૃતિ ઘોડી થઈ, ત્યારે પુરુષ ઘોડો થયો ને તે થકી ઘોડાં થયાં, આ પ્રમાણે સઘળાં ચોપગાં તથા જીવજંતુ, તથા પક્ષી, તથા કીડી, મંકોડી, એની મા પ્રકૃતિ ને બાપ પુરુષ, તેઓનાં જૂદાં જૂદાં સ્વરૂપ લઇને જૂદી જૂદી ઉત્પત્તિ કરી છે. શાસ્ત્રમાં એવા બીજા કેટલાક પ્રકાર કહેલા છે; પરંતુ સદર્હુ જણાવેલા મુખ્ય છે.

**ઘા૦**—(પાદ્રીની તરફ જોઇને) સીનોર પેદ્રુ! તમારા ધર્મમાં શું છે?

**પા૦**—અમારું મુખ્ય ધર્મ પુસ્તક પવિત્ર શાસ્ત્ર કરીને છે. તેમાં જુના કરાર તથા નવા કરાર એવા બે મુખ્ય ભાગ છે. તેમાં જુના કરારમાં એવું લખેલું છે કે, ઇશ્વરે પ્રથમ આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કર્યાં.

પૃથ્વી રચના વિનાની તથા શૂન્ય હતી અને પાણીની જગોપર અંધારું હતું. વિશ્વાત્મા પાણી ઉપર હાલતો હતો. બાદ પ્રકાશ તથા અંધકાર જૂદાં જૂદાં કર્યાં. પછી પ્રકાશને દિવસ એવું નામ આપ્યું અને અંધારાને રાત કહેવા માંડી. આ નામ પ્રમાણે પહેલો દિવસ થયો. બાદ ઈશ્વરે જળમાંથી અંતરાળ ઉત્પન્ન કર્યો, ને તે અંતરાળ નીચેનું તથા ઉપરનું પાણી જૂદું જૂદું કર્યું, ને અંતરાળને આકાશ એ નામ આપ્યું. તે બીજો દિવસ થયો. બાદ ઈશ્વરના હુકમથી આકાશની નીચેનું પાણી એક જગો પર જમી ગયું ને કોરી જમીન નિકળી. તે જમીનને પૃથ્વી એવું નામ આપ્યું. એકઠા થયલા પાણીને સમુદ્ર ઠરાવ્યો. પછી પૃથ્વી ઉપર ઈશ્વરના હુકમથી બી આવનાર તરુ, ઘાસ ને ફળ આપનાર ઝાડ ઉત્પન્ન થયાં. આ ત્રીજો દિવસ થયો. ત્યાર પછી અંતરાળમાં બે મોટા પ્રકાશ કર્યા. તેમાં મોટા પ્રકાશને દિવસ ચલાવવા ને નાહાના પ્રકાશને રાત્ર ચલાવવા સારુ નીમ્યાં. અને તારા ઉત્પન્ન કર્યાં. આ ચોથો દિવસ થયો. બાદ પાણીમાં જીવજંતુ તથા પૃથ્વી ઉપર પક્ષી ઉત્પન્ન કર્યાં; એટલે પાંચમો દિવસ થયો. પછી ગામનાં પશુ, જગલના પશુ અને જમીન ઉપર હાલચાલ કરનાર જીવજંતુ ઉત્પન્ન કર્યાં. બાદ ઈશ્વરે પોતાની પ્રતિમા જેવો પુરુષ ઉત્પન્ન કર્યો તથા સ્ત્રી ઉત્પન્ન કરી. ત્યારે છઠ્ઠો દિવસ પૂરો થયો. સાતમે દહાડે ઈશ્વરે સ્વસ્થ રહીને આશીર્વાદ દઇને પવિત્ર કર્યો. તે સાતમો દિવસ શનિવાર છે. માણુસની ઉત્પત્તિ વિષેની હકીકત એવી રીતે છે કે, પરમેશ્વરે જમીનમાંથી માટી લઇને પ્રથમ પુરુષ ઘડચો, ને તેના નાકમાં પ્રાણવાયુ ફુંકયો. બાદ પરમેશ્વરે તે પુરુષને એડનના બાગમાં મૂકયો, અને સઘળાં ઝાડનાં ફળ ખાવાં; પણ સારું અથવા માઠું થવાના જ્ઞાનના ઝાડનું ફળ ખાવું નહીં, અગર ખાશે તો મરશે એવી આજ્ઞા કીધી. તે પુરુષનું નામ આદમ પાડયું, પછી તે આદમને ઘણી ઉંઘમાં નાંખીને તેની પાંશળીમાંથી એક પાંશળી કહાડી લઇ તે જગે માંસ ભર્યું, ને કહાડી લીધેલી પાંસળીની ઓરત બનાવી આદમ પાસે લાવ્યો, તેનું નામ ઈવ રાખ્યું. તે વખત ઓરત તથા મરદ નાગાં હતાં, તેને શરમ લાગતી નહીં. બાદ સાપની શિખવણીથી ઇવે જ્ઞાન વૃક્ષનું ફળ ખાધું ને પોતાના ધણીને પણ આપ્યું. તે વખત આપણે નાગાં છૈએ એવું તેઓને ભાન આવ્યું. બાદ તેઓએ અંજીરના પાતરાં તોડી તેનું વસ્ત્ર કરી અંગ ઢાંકયું. બાદ ઇશ્વરે સર્પને એવો શાપ દીધો કે તું પોતાનું પેટ ઘસડીને ચાલશે, ને સર્વ કાળ તારે માટી ખાઇને રહેવું પડશે; અને તારે તથા માણુસને હમેશ દુશ્મની રહેશે. તે તારું માથું

ફોડશે; તું તેને કરડશે. બાદ હવને કહ્યું કે તું જણતી વખત કષ્ટ પામશે, ને તારા ઉપર તારા ધણીનો હુકમ ચાલશે. પછી આદમને કહ્યું કે, તારા કારણથી જમીનને શાપ છે તે એ કે, મહેનત કર્યા વગર તેમાંથી તને ખાવા મળનાર નથી, અને તું માટીમાંથી નિકળ્યો છે તેવો માટીમાં જશે. ત્યાર પછી આદમે પોતાની ઓરતનું નામ હવ્યા રાખ્યું. તેઓથી મનુષ્યની ઉત્પત્તિ થઈ છે. એવી રીતની હકીકત અમારા શાસ્ત્રમાં છે. સૃષ્ટિની ઉત્પત્તિ અમારા ઇસ્વી સન પહેલાં પાંચ હજાર વર્ષે થઈ છે.

ઘા૦—(કાજી તરફ જોઇને) તમારા શાસ્ત્રમાં શી હકીકત છે?

કાજી—અમારું ધર્મ પુસ્તક કુરાન છે. તેને કલમેશરીફ એટલે અતિ ઉત્તમ વચમ તથા કલામુલા એટલે ઇશ્વિરી વચન એમ કહે છે. તેમાંનો મજકુર અમારા પેગંબર મહમદ થયા. તેને પરમેશ્વરે પોતાની મુબારક જુબાનથી કહ્યો. તે કુરાનમાં અમારો સઘળો આચાર વિચાર લખેલો છે. તસ્મુલ નામનો આરબી ભાષામાં અમારો ગ્રંથ છે. તેમાં સૃષ્ટિની પેદાશ વિષે એવું લખેલું છે કે પ્રથમ કાંઇજ હતું નહીં. પરમેશ્વરે પ્રથમ મહમદ મુસ્તેફાનું નુર એટલે તેજ પેદા કીધું. તે તેજે બાર વર્ષ સુધી પરમેશ્વરની પ્રાર્થના કરી. બાદ તે તેજના પરમેશ્વરે ચાર ભાગ કીધા—૧ આનંદભુવન, ૨ કલમ, ૩ સ્વર્ગ, ને ૪ આત્મા. બાદ તે ચાર ભાગમાંથી બીજા ચાર ભાગ કર્યા. તેમાં પહેલામાંથી મહમદ થયો; બીજામાંથી બુદ્ધિ થઈ; ત્રીજામાંથી લજ્જા ઉત્પન્ન થઇ ને ચોથામાંથી પ્રીતિ નિકળી. ત્યાર પછી કલમને આનંદભુવન ઉપર લખવાનો હુકમ થયો. તે ઉપરથી "લા ઇલ્લા ઇલલ્લાહ" એ પ્રમાણે કલમે ચારસો વર્ષ સુધી લખ્યું. બાદ "મહમદ રસુલુલ્લાહ" એમ લખવાનો હુકમ થયો. તે વખત "લા ઇલ્લા ઇલલ્લાહ મહમદ રસુલ ઇલ્લાહ" એ રીતે લખ્યું. તેનો અર્થ એ છે કે, પરમેશ્વર શિવાય બીજું કોઇ પૂજ્ય નથી, ને મહમદ એ પરમેશ્વરનો પેગંબર છે. તે પ્રમાણે લખતાં જ કલમની જુબાન ચીરાઇ ગઈ. તેથી કરીને હમણા પણ કલમને ચીર પાડ્યા વગર અક્ષર નીકળતો નથી. એ પ્રમાણે કલમની જુબાન ચીરાયા પછી આનંદભુવન ઉપર ૧૮૦૦૦ બુરુજ ઉત્પન્ન થયા ને દરેક બુરુજને ૧૮૦૦૦ થાંભલા ઉભા થયા; તે દરેક થાંભલાને ૧૮૦૦૦ કંગોરા થયા; તે દરેક કંગોરેથી બીજે કંગોરે જવાને ૭૦૦ વ૰ લાગે છે. દરેક કંગોરે ૧૮૦૦૦ કંદીલ ફારેલાં છે. તે એક એક કંદીલ એટલું મોટું છે કે, તેમાં આપણી પૃથ્વી સાત તબકની તથા આનંદભુવન તેમાંના સઘળા પદાર્થ સુદ્ધાં રહેલી છે. તે પણ જેમ જંગલમાં એક વીંટી પડી હોય તે પ્રમાણે રહેલા છે. આ પ્રમાણે

થયા પછી ચાર દેવદૂત ઉત્પન્ન કર્યાં. તેમાં એક નરરૂપ, બીજો વાઘરૂપ, ત્રીજો ગર્દભરૂપ, ને ચોથો ગાયરૂપ થયો! તે ચારેના પગ પાતાળે ને ડોક આનંદભૂમિને લાગ્યા. બાદ ચારેને આનંદભૂમિ ઉંચકવાનો હુકમ થયો. તે ઉપરથી તે ઉંચકવા લાગ્યા; પણ ઉંચકાયું નહીં. તે વખત ભૂમિ તથા આનંદભુવનમાં જે હશે, તે ઉપર તમારો અધિકાર ચાલશે, એવું તે ચાર દૂતોને પરમેશ્વરે ફરમાવ્યું. ત્યારબાદ પાછું આનંદભુવન ઉંચકવાની આજ્ઞા કીધી. તે કારણથી ફરીથી તે દૂતોએ ઘણી કોશીશ કરી; પણ ઉંચકાયું નહીં. ત્યારે પરમેશ્વરે તેઓને પ્રાર્થનાનો એક મંત્ર શિખવ્યો. તેનો જપ તે દૂતોએ કરતાં જ આનંદભુવન તેઓથી ઉંચકાવા લાગ્યું. બાદ આનંદભુવન નીચે એક મોતી પેદા થયું. તેથી કરીને એક લખવાની પાટી પેદા થઈ; તેની ઉંચાઈ સાતસો વર્ષ સુધી ચાલીને જાય એટલી છે, ને પહોલાઈ ત્રણસો વર્ષના રસ્તા જેટલી છે. તે પાટી ઉપર લખવાની આજ્ઞા કલમને થઈ. તે પાટી ઉપર પેદા થયલા પદાર્થ તથા પાછલા પ્રલયકાળ આવશે ત્યાં સુધી ઉત્પન્ન થનાર સઘળા પદાર્થોનાં નામ તે પાટી ઉપર લખ્યાં. બાદ પાટી મગરુર થઇ હાલવા લાગી, ને મારી બરાબર જગતમાં કોઈ નથી, એવું તેના મનમાં અભિમાન આવ્યું. તે ઉપરથી સર્વનો કર્ત્તા હું છઉં એવો ગેબી અવાજ થયો. તે વખત પાટીનો ગર્વ ઉતર્યો. બાદ મોતને આજ્ઞા થવા પછી તે ફેલાઈ ગયું. તેનું નામ કુરશી રાખ્યું. તેની નીચે એક બીજો મોતીનો દાણો પેદા થયો, તેની લંબાઈ તથા પોહળાઈ ૫૦૦ વર્ષના રસ્તા જેટલી હતી. બાદ તે મોતી ઉપર પરમેશ્વરની નજર પડતાં જ તેનું પાણી થઈ ગયું. પછી ચાર દિશાના વાયુ ઉત્પન્ન થયા. તેમાંથી ધુમાડા સહિત અગ્નિ પેદા થયો. ધુમાડો જૂદો થઇને કુરશી તથા પાણીની દરમ્યાન નિરાધાર રહ્યો. તે ધુમાડાના સાત કકડા થયા. તેમાંના એકમાંથી પાણી, બીજામાંથી ત્રાંબુ, ત્રીજામાંથી લોહડું, ચોથામાંથી રૂપું, પાંચમામાંથી સોનું, છઠ્ઠામાંથી મોતી અને સાતમામાંથી માણેક ઉત્પન્ન થયાં ને તે સાત ભાગમાંથી સાત અસમાન પેદા થયાં. એક અસમાંનમાંથી બીજા અસમાનમાં જવાને ૫૦૦) વર્ષનો રસ્તો છે. પાણી ઉપર ફીણ આવ્યું. તેમાંથી લાલ માટી પેદા થઈ. તે ઠેકાણે હાલ અમારી પવિત્ર જગા મક્કા છે. તે માટી પાથરી દેવાનું ચાર દૂતોને કહ્યું, તે વખત પૃથ્વી થઇ. તે પાણી ઉપર તરી. તે ડગમગે નહીં તેસારુ તે ઉપર એક પર્વત મૂકયો. તેને અમે કોહેકાફ કહીએ છૈયે, અને હિંદુઓ મેરુ પર્વત કહે છે. તે પર્વતની પ્રદક્ષિણા કરવાને બે હજાર વર્ષ લાગે છે. પૃથ્વીમાં પહેલાં સાત દિવસ ઉત્પન્ન થયા. તેમાં રવિવારને

દિવસ આનંદભુવન ઉંચકનારા દૂતો થયા. સોમવારે સાત આસમાન થયાં. મંગળવારે સાત તબકની પૃથ્વી થઇ. બુધવારે અંધકાર ઉત્પન્ન થયું. ગુરુવારે જમીન ઉપરની સઘળી ઉત્પત્તિ થઇ. શુક્રવારે સૂર્ય, ચંદ્ર અને તારા થયા ને તેઓ ગતિમાન્ થયા. શનિવારે પરમેશ્વર નિરાંત કરી બેઠા. બાદ સ્વર્ગમાંના ચાર દૂતને પૃથ્વી ઉપરથી એક મુઠ્ઠી ભરીને માટી લાવવાનું કહ્યું. તે ત્રણ જણ લાવ્યા નહીં. ચોથો માટીને પહેલા આસમાનમાં લાવ્યો. ત્યાં વરસાદ થયો, તેથી તે માટી બે વર્ષે નરમ થઇ. તેની ગાર બની. ચોથે વર્ષે તે માટીનો લાંબો આકાર થયો. બાદ છઠ્ઠે વર્ષે ફૂલી ગઇ. આઠમે વર્ષે તેનું પુતળું થયું. તે આદમ થયો. ત્યાર બાદ ચાળીસ દિવસે તે પુતળાને ઇંદ્રિયો થઇ. બાદ નાકમાંથી પ્રાણાત્મા પુતળામાં પેઠો, તેવી તેણે આંખો ઉઘાડી. બાદ તેને માંસ, ચાંમડું, હાડકાં તથા ત્વચા થયાં. તે વખત પહેલા આસમાન ઉપરના સઘળા દૂતો તેને પગે લાગ્યા. એક અજ્ગજીલ કરીને દૂત હતો તે ફક્ત પગે લાગ્યો નહીં. તે ઉપરથી પરમેશ્વરે તે દૂતને સેતાન બનાવ્યો. ત્યારબાદ આદમને છઠ્ઠા આસમાનમાં લઇ ગયા. ત્યાં પોતાની યોનિને કોઇ બીજાએ જોઇ નહીં, તેથી તેને સરું લાગ્યું નહીં. તે વખત તેને ઉઘાડી દીધો, ને એક દૂતની પાસે તેની ડાબી કુખમાંથી પાંસળી કહડાવી; તેની હુવ્વા બનાવી. બાદ આદમને જાગૃત કર્યો. તેની સાથે હુવ્વાનું લગ્ન કરીને બંને જણને સ્વર્ગભુવનમાં રાખ્યાં, અને સઘળા પદાર્થ ખાવા; પણ ઘઉંના ઝાડ પાસે જવું નહીં ને તેના દાણા ખાવા નહીં, એવી તેઓને આજ્ઞા કરી. ત્યારપછી સેતાન મોરની મદદથી સ્વર્ગમાં જઇને સાપના મોહમાં પેઠો. બાદ તે સાપની શિખવણીથી હુવ્વાએ ઘઉંના ત્રણ દાણા લીધા. તેમાંનો એક દાણો પોતે ખાધો, ને બાકીના બે દાણા આદમને આપવા લાગી, તે તેણે લીધા નહીં. ત્યારે તેને એક દારુનો પ્યાલો પાયો. તે બેશુદ્ધ થયા પછી ઘઉંના બે દાણા મોહોમાં ઘાલ્યા. તે આદમના ગળામાં ઉતર્યા ન ઉતર્યા તેટલામાં તેના માથા ઉપરનો મુગટ નીચે પડ્યો ને તે પણ સિંહાસન ઉપરથી પડી ગયો ને બંને નાગા થઇ ગયાં. તે વખતે બંને જણાંએ અંજીરના ઝાડ પાસે જઇને તેનાં પાતરાં લઇને તે થકી પોતાનાં શરીર ઢાંકયાં. તે ઉપરથી ઇશ્વરે તે ઝાડને આશીર્વાદ દીધો. બાદ બંને જણ ઘેલાં થયાં, વાસ્તે તમે વેર ભાવે રહેશો, એવો તેઓને શાપ દીધો; અને મોર, સાપ તથા સેતાનને પૃથ્વી ઉપર વસવાનું ફરમાવ્યું; અને આદમને સિંહલદ્વીપમાં મોકલ્યો. હુવ્વાને ખુરાસાન, મોરને સિસ્તાન, સાપને ઇસ્પાહાન ને સેતાનને દમાવદના પાહાડ ઉપર મોકલ્યાં. સાપને

ઉંટની પેઠે ચાર પગ હતા, તે તેની પાસેથી લઇને પેટ ઘસડીને ચાલવું ને માટી ખાવી એવો શાપ દીધો. આદમ સિંહલદ્વીપમાં ૪૦ વર્ષ, ને કોઈ કહે છે કે ત્રણસેં વર્ષસુધી ગમગીન રહ્યો. તેનાં આંસુ પડ્યાં તેમાંથી ખજુર, લવેંગ ને જાયફળ થયાં. હુવ્વા પણ પોતાની જગોપર રડ્યા કરતી હતી. તેના આંસુથી ત્યાં મેંદી, ગળી, સુરમો અને મોતી થયાં. બાદ જબ્રાઇલ ફિરસ્તો આદમને જાત્રા કરવા સારુ લઈ ગયો. તે નિકળીને ચાલ્યા ને જે જે જગે પગ મૂકયો, તે તે જગે ગામ વસ્યું; ને જે ઠેકાણે મુકામ કર્યો ત્યાં શહેર વસ્યું. તે સિંહલદ્વીપથી નિકળીને મક્કે ગયા; ત્યાં સુધીમાં ત્રીસ પગલાં થયાં. ત્યાંથી તેઓ એક પહાડ ઉપર હવ્વા હતી ત્યાં ગયા. તેની મુલાકાત થયા પછી જબ્રાઇલે તેના બંને હાથ ઉપર પાંચ પાંચ પાંખ હતી, તે પાંખથી આદમની પીઠ થાબડી, તેથી માણસ પેદા થયા.

દોજખ એટલે નરકલોક પેદા કર્યું, તેનું અદ્ભૂત વર્ણન કરેલું છે, તેમાંનું થોડુંક કહુંછું. તે નરકલોકમાં ૧૯ દૂત ઉત્પન્ન કર્યા છે. તે એક એકની એકેકી બાજુએ, ૭૦૦૦૦ સિત્તેર હજાર હાથ છે. તે એક એક હાથને ૭૦૦૦૦ સિત્તેર હજાર પંજા છે. દરેક પંજાને ૭૦૦૦૦ આંગળાં છે. દરેક આંગળા ઉપર એક એક સાપ છે. દરેક સાપની લંબાઈ ૭૦૦૦૦ વર્ષના રસ્તા જેટલી છે ને એક એક સાપના માથા ઉપર એક એક વીંછી છે. તે જ્યારે એક ડંખ મારે છે ત્યારે ૭૦ વર્ષ સુધી માણસ તરફડ્યા કરે છે; તે ૧૯ દૂતની ડાબી બાજુને હાથે એક એક આંગળી ઉપર એક એક અગ્નિનો થાંભલો છે. નરકલોકને સાત દરવાજા છે. તે દરેક દરવાજા ઉપર સદરહુ દૂતમાંના એક એકને ઉભો રાખેલો છે.

ઘા૦—દસ્તુરજી—તમારા શાસ્ત્રમાં શી રીતે છે?

દસ્તુરજી—અમારો પેગંબર જરતોસ્ત ઉર્ફે ઝરોસ્તર ઇરાન દેશમાં પેદા થયો. તેણે ઝંદઅવસ્તા કરીને ગ્રંથ લખેલો છે. તે અમારું શાસ્ત્ર છે. તે ઉપરથી તથા બન્દેહશ નામના ગ્રંથ તથા બીજા કેટલાક ગ્રંથો છે તે ઉપરથી માલુમ પડે છે કે, પ્રથમ શુદ્ધ તેજમાંથી હોર્મજ, એટલે પરમેશ્વર થયો. તેણે એક વર્ષમાં સૃષ્ટિ છ મરતબે ઉત્પન્ન કરી. પહેલી વખત એટલે શીરુના બે મહીનામાં પરલોક ઉત્પન્ન કર્યું. બીજી મરતબે પાણી ઉત્પન્ન કર્યું. ત્રીજી મરતબે પૃથ્વી બનાવી. ચોથી વખત ઝાડ કર્યાં. પાંચમી વખત પશુ તથા જીવજંત બનાવ્યાં. છઠ્ઠી મરતબે માણસ ઉત્પન્ન કર્યાં. આ છ વખતોને અમે ગંભાર કહીએ છૈયે. અમારો મુખ્ય ધર્મ એ છે કે, અગ્નિ એ પરમેશ્વરરૂપ છે ને સૂર્ય ઈશ્વરનો દૂત છે, માટે તેનું પૂજન

કરવું. અમારા મૂળ ગ્રંથોનો ઘણો ભાગ નાશ થઈ ગયો, તેનું કારણ એ કે, અમારું રાજ લાંબી મુદત સુધી ઇરાનમાં હતું ને અમારા ધર્મનું નામ માગી ધર્મ હતું. તે ધર્મ આસરે ૧૨૦૦ વર્ષ સુધી ઘણી મજબૂત અવસ્થામાં તે દેશમાં રહ્યો. બીજા ધર્મવાળા લોકો સાથે અમારી જાતના બાદશાહને હમેશ લડાઈ ચાલ્યા કરતી. આખરે ઇસવી સન ૬૪૧ માં નાહાવેદના મેદાનમાં અમારા એઝદેઝર્દ બાદશાહે દોઢ લાખ ફોજ એકઠી કરીને મુસલમાની ધર્મના લોકો સાથે લડાઈ કરી. તેમાં અમારી તદ્દન હાર થઇ, સઘળું રાજ ગયું. મુસલમાન લોકોએ અમારાં ઘરબાર તથા અગિયારીઓ લૂટીને તેનો નાશ કર્યો. જે જે ઠેકાણેથી અમારા ગ્રંથો તેઓને હાથ આવતા હતા, તે તે જગોએ તેને બાળી નાંખતા. મહમદી ધર્મ જે પાળવાનું કબુલ કરતા નહીં તેનાં બૈરાં, છોકરાં સુદ્ધાંને તેઓ કતલ કરી નાંખતા હતા. તે વખત અમારા ધર્મના લોક સીસ્તાન, ખુરાસાન તથા બીજે કેટલેક ઠેકાણે તથા પર્વત તથા રાનમાં જેને જે રસ્તો સૂઝ પડ્યો, તે તરફ નાશી ગયા. ત્યાં પણ તેની પાછળ મુસલમાનો લાગ્યા. તે વખત રહી ગયલા અમારી જાતના લોકે ઝાઝમાં બેસીને કોંકણ કાંઠે આવવાને ઘણે ઠેકાણે ઉતરવાની મહેનત કીધી. આખરે સજાણ કરીને ઉત્તર કોકણમાં જગ્યા છે, ત્યાંના રાજા સાથે કરારનામું કરીને ત્યાં રહ્યા. પછી પ્રથમ આાતસબેહેરામ એટલે અગ્નિકુંડ તે જગાએ શુદ્ધ કર્યો. આાતસબેહેરામ શુદ્ધ કરવાને એક હજાર ને એક જાતના અગ્નિ જોઇએ; સજાણની અગિઆરીમાંનો અગ્નિ ઇરાનથી લાવ્યા હતા. બાદ સજાણથી આાતશબેહેરામ ઉઠાવી ઉદવાડે લઈ જઈને ત્યાં સ્થાપના કરી ને ત્યાં હજી સુધી છે. અમારી તમામ જાતના લોકોનો એક જ પંથ હતો. થોડા વર્ષ પછી શાલની ગણતરી કરતાં હિસાબમાં તકરાર પડવાથી બે તડ થયાં. એક રસમી ઉર્ફે શેનશાહી ને બીજું કદમી એટલે ચુડીગર. તેમાં કદમીના ફિરકામાં ઘણા લોક છે. બેઉ ફિરકાવાળાઓમાં જમવા જમાડવાનો તથા લગ્ન કરવાનો વ્યવહાર છે. તે એક આાતશબેહેરામના દેવળમાં દર્શન કરવા જાય છે અને રસમીનો કદમી ને કદમીનો રસમી થાય છે. અમારા આચાર્યોને દસ્તુર કહે છે. ઉપાધ્યાયનું કામ કરનાર લોક બીજા છે, તેને મોબેદ કહે છે. તે સઘળા હમેશ સફેદ કપડાં વાપરે છે, કાળાં કપડાં પહેરતા નથી; કેમકે અમારા પેગંબરે એવું કહેલું છે કે, હોરમજ એટલે પરમેશ્વર જે વખત સફેદ અને શુદ્ધ તેજમાંથી નિકળ્યા, તે વખત અહરીમાન નામનો દૈત્ય અંધકારમાંથી પ્રગટ થયો, ને તેની કીર્ત્તિ તથા સ્વભાવ અંધકાર જેવાં હતાં. પરમેશ્વરે સદ્ગુણરૂપી છ દૂત પેદા કર્યાં. તો અહરીમાને દુર્ગુણરૂપી દૂત પેદા કર્યા.

તે કારણથી હોરમજ અને અહરીમાન એ બે વચ્ચે વાદ ચાલ્યો. એકે સારાં પશુ, વૃક્ષ, પક્ષી ઉત્પન્ન કર્યાં, ત્યારે બીજાએ ખરાબ પેદા કર્યાં. આ પ્રમાણે તરફેનોના હાથથી સૃષ્ટિની રચના થઇ છે. અહરીમાનનો રંગ અપવિત્ર ગણાય છે.

**ઘા૦**—આ વાત તો ઘણી જ લાંબી છે. હશે, એક સવાલ પૂછીને કચેરીમાં જાઉંછું. પાદ્રી સીનોર, તમારી જાતમાં બાયડી બીજો ધણી કરી શકે છે કે નહીં?

**પાદ્રી**—હા, કરી શકે છે. અમારા તથા દસ્તુરજીના ધર્મમાં વિધવા ઓરતને એક મુવા પછી બીજો ને તે મુવા પછી ત્રીજો, એ રીતે ઘણા ધણી કરવાની કાંઇ મનાઇ કરેલી નથી.

**શાસ્ત્રી**—(હસીને પ્રપંચથી) અમારું શાસ્ત્ર જુઓ, કેવું ઉત્તમ છે? સ્ત્રીના ધણી મુવા પછી તેણીએ સતી થવું, એ તેનો મુખ્ય ધર્મ કહેલો છે. પણ તે તેથી ન બને તો તેણીએ બ્રહ્મચર્ય પાળવું ને દેવની સેવામાં ઉમર પૂરી કરવી. પાદ્રી તથા દસ્તુરજીની જાતની ઓરતોને પશુ પ્રમાણે એક પછી એક નવો ધણી કરવો એવું છે, એમાં શું ધર્મ રહ્યો?

**પાદ્રી**—(થોડા ગુસ્સામાં આવીને) સૌને પોતાનો ધર્મ સારો લાગે છે; પણ પરમેશ્વરની પાસે મુખ્ય ઇનસાફ છે. તેની પ્રીતિ સઘળા ઉપર સરખી છે; તેને ત્યાં પક્ષપાત નથી. ખરું ખોટું સમજવાની બુદ્ધિ તેણે માણસ માત્રને આપી છે. તે દ્વારે જોતાં તમારું આચાર શાસ્ત્ર પક્ષપાતથી ભરેલું દેખાય છે. કારણકે, નામના બ્રાહ્મણ હોય એટલે થયું. પછી તેનાં આચરણ ગમે ત્વાં હોય. તેને સઘળા પગે લાગે છે. બ્રાહ્મણ બીજી જાતની ઓરત સાથે વ્યભિચાર કરે તો તેને ગામબહાર કહાડવો એ મોટી સજા થઇ; ને જ્યારે બ્રાહ્મણી સાથે બીજી જાતનો સખસ કુકર્મ કરે ત્યારે તે બંનેએ દેહાંત પ્રાયશ્ચિત્ત કરવું. બ્રાહ્મણને દ્રવ્ય જડે તો તેણે જ લેવું; બીજી જાતના આદમીને જડે તો નીમે સરકારમાં આપવું ને નીમે બ્રાહ્મણને આપવું. કોઇ બ્રાહ્મણનો વંશ જાય, તો તેની માલ મીલકત બ્રાહ્મણોને વહેંચી આપવી ને ધણી પોતાના મોતથી મરે તો તેની સ્ત્રીએ આત્મહત્યા કરવી. જો ઓરત મરણ પામે તો પુરુષે જોઇએ તેટલી સ્ત્રીઓ કરવી. આ કયા ગામનો ઇનસાફ છે, તે અમારી અક્કલમાં આવતું નથી. જ્યારે અમારા ધર્મની ઓરતનાં આચરણ શાસ્ત્રી બાવાના મત પ્રમાણે પશુવત્ છે ત્યારે અમારા મત પ્રમાણે શાસ્ત્રી બાવાના ધર્મશાસ્ત્રને ધર્મશાસ્ત્ર કહેવું, બિલકુલ શોભતું નથી.

દસ્તુર—પાદ્રી સીનોર—એટલી ભાંજગડ શું કરવા જોઇએ ? આફ્રિકા ખંડમાં કેટલાક લોકો છે; તેઓની પાસે વેદ પુરાણ કાંઇ જ ન છતાં તે જંગલી લોકોમાં એવી ચાલ છે કે, ધણી મરે તો તે સાથે સ્ત્રીને, અને સ્ત્રી મરે તો તે સાથે પુરુષને દાટી નાંખવાં. તેમાં કાંઇ સરખાઇ છે. તેવો ધર્મ બ્રાહ્મણોની પોથીમાં લખ્યો હોત તો પછી, ઉત્તમ શાસ્ત્ર એ નામ તેના ગ્રંથને શોભત. પણ તેમ કાંઇ નથી. મને થોડું સંસ્કૃત માલુમ છે; તે કારણથી હિંદુ લોકના જૂના ગ્રંથ મારા જોવામાં આવ્યા છે. તે ઉપરથી તો એવું સિદ્ધ થાય છે કે, વિધવા સ્ત્રીઓએ પુનર્વિવાહ કરવાની તેઓને આજ્ઞા છતાં ફકત બ્રાહ્મણ લોકોએ, સ્ત્રીઓએ બીજો ધણી કરવો નહીં, એવું પોતાના મનથી જ શાસ્ત્ર કહાડેલું છે.

ઘા૦—કેમ શાસ્ત્રી બાવા, આ શું કહે છે, સાંભળો;—

શા૦—દસ્તુર કેહે છે તેવો શાસ્ત્રાર્થ નિકળે તો ઘણું તો શું; પણ કોટમાંની જનોઇ તોડીને તેના પગ ઉપર મૂકું, એટલી પ્રતિજ્ઞા કરું છું.

દ૦—ઠીક છે, હું આપનો ગ્રં ન છોં, ને તે બતાવ્યા પછી એક સવાલ કરું છું, તેનો જવાબ આપ કૃપા કરીને આપો.

શા૦—જે કાંઇ પૂછવાનું હોય તે પૂછો; મારી બુદ્ધિ પ્રમાણે હું જવાબ દેવાને તૈયાર છું.

દ૦—શાસ્ત્રીબાવા ! પરાશરસ્મૃતિ, મનુસ્મૃતિ તથા મહાભારત એ ગ્રંથો ઉપર આપની શ્રદ્ધા છે કે નહીં ?

શા૦—હા. એ ત્રણે ગ્રંથ અમારે પગે લાગવા જોગ છે. અહીં સુધી મોટા જોસથી બોલવું થયા પછી દસ્તુરજીએ પોતાના સીપાઇને ચીઠ્ઠી લખી આપીને પારાશર સંહિતા તથા યાજ્ઞવલ્કયસ્મૃતિ, એ ગ્રંથો લાવવા મોકલ્યો, ને મહાભારત, એ ગ્રંથ કોટવાલના ઘરમાં હતો, તે શાસ્ત્રીબાવાએ લાવીને દસ્તુરજીની રુબરુ મૂકયો. તે ઉપરથી દસ્તુરજીએ તે ગ્રંથમાંથી અધ્યાય શોધી કહાડી નળ, દમયંતીનું આખ્યાન વાંચી બતાવ્યું.

દ૦—અરે શાસ્ત્રીબાવા ! સ્ત્રીએ પુનર્વિવાહ કરવાને ખરે તમારા શાસ્ત્રે અટકાવ કરેલો છે એમ કહો છો; પણ નળ રાજા ગુમ ગયો, તે વખત તેની પટરાણી દમયંતીના પુનર્વિવાહ કરવાની તૈયારી કરી હતી, એવું તેના બાપ ભીમકરાજાએ પોતાના ઘરશાસ્ત્રીથી અયોધ્યા જઇને ત્યાંના રાજા ઋતુપર્ણને કેમ કહ્યું ? ને સ્ત્રી પરણવા સારુ તે શા વાસ્તે આવ્યો ?

શા૦—દમયંતીનાં ખરેખરાં બીજીવાર લગ્ન કરવાનાં ન હોતાં; એ તો નળરાજાની શોધ લગાડવા સારુ એ યુક્તિ કરી હતી.

**દ૦—શાસ્ત્રી**બાવા! કાંઈ વિચાર કરીને બોલો. સ્ત્રીનો પુનર્વિવાહ કદી થતો જ નથી, એવું કહેનાર અયોધ્યાના રાજાની પાસે કોઇ શાસ્ત્રી અથવા પંડિત હતો કે નહીં? ને તે રાજા શું બેવકુફ હતો કે?

**શા૦**—બીજા તમારા ગ્રંથો સીપાઈ લાવ્યો છે, તેમાંથી જે કાઢવાનું હોય તે કાઢો; પછી હું બધાનું એકદમ ખંડન કરું.

**દ૦—યાજ્ઞવલ્કય** સ્મૃતિમાંથી વ્યવહાર પ્રકરણ કહાડીને ઋણાદાન પ્રકરણ વાંચ્યું; તેમાં મરેલાં માણુસ ઉપર કરજ આપેલા વિષે જે લખ્યું છે; તેમાં મરનાર માણુસની ઓરતને જે કોઇ લે, તેણે મરનારના તરફનું કરજ આપવું; એવું **યાજ્ઞવલ્કય** ઋષિનું વચન વાંચી બતાવ્યું ને **પારાશર** સ્મૃતિમાંથીઃ—

नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ
पंचस्वापत्सु नारीणां पतिरन्योविधीयते. १.

આ વચન કહાડીને મોહોડાઆગળ મૂકયું ને બોલ્યો કે, અરે શાસ્ત્રીબાવા! **પારાશર** ઋષિના વચનમાં ધણી ગુમ થયા પછી તેની ખબર ન મળે, તે મરે, તે બેફિકર થાય, તે નામર્દ માલુમ પડે, અથવા પતિત થાય એવે પ્રસંગે ઓરતે બીજો ધણી કરવો એવો અર્થ છે. તે પ્રમાણે નળરાજા ગુમ થયો હતો, તે વખત દમયંતીનાં ફરી લગ્ન કરવાનું ઠરાવેલું, એ ખરું એવું અયોધ્યાના રાજાના સમજ્યામાં આવ્યું.

**શાસ્ત્રી**—એમાં શું સિદ્ધ કર્યું? ઓરતે બ્રહ્મચર્ય પાળવું, એવું બીજા ઘણા ઋષિઓએ કહેલું છે.

દ૦—કયા કયા? તે ઋષિનાં નામ કહી બતાવો.

**શા૦**—હું તેનાં નામ તમારે સારુ લખી લાવ્યો નથી.

દ૦—આપને માલુમ નથી તો તે હું બતાવું છું. ધર્મશાસ્ત્ર લખનારા મુખ્ય **મનુ, ગૌતમ, શંખલિખિત** અને **પરાશર** વગેરે" ઋષિઓ હતા. **મનુએ** પોતાના ધર્મશાસ્ત્રમાં લખેલું છે કે, જૂદા જૂદા યુગોના જૂદા જૂદા ધર્મ છે; ને **પારાશર સંહિતામાં**:—

कृते तु मानवाधर्मा स्त्रेतायां गौतमाःस्मृताः
द्वापरे शांखालिखिताः कलौ पाराशराःस्मृताः १.

આ વચન આપ વાંચીને અર્થ કરશો એટલે, **પારાશરઋષિ** શિવાય બીજા ઋષિનાં વચન કળિયુગમાં ઉપયોગી નથી, એવું ઉઘાડું જણાશે.

**શાસ્ત્રી**—પાખંડ મતવાળા સાથે ભાંજગડ કરવી કામની નથી. હવે સાંજ પડી સંધ્યાનો સમય થયો; વાસ્તે, કોટવાલ સાહેબ, રજા લઉંછું.

**પાદ્રી**—કોટવાલ સાહેબ, પ્રતિજ્ઞા પ્રમાણે શાસ્ત્રી બાવાની જનોઈ દસ્તુરજીના પગ ઉપર મુકાવી રજા આપવી જોઈએ.

એ પ્રમાણે પાદ્રી બોલ્યા પછી કોટવાલ સાહેબે મજાકમાં હસી કહાડીને સઘળાને રજા આપી.



## વાત ૧૭.

એક દિવસે ઘાશીરામ પર્વતી તરફથી સમીસાંઝની વખતે આવતો હતો. ત્યાં તળાવ ઉપર ઘણા લોકો એકઠા થઇને આસમાન તરફ જોતા નજરે પડ્યા. તે વખતે શું છે એવું પૂછવા ઉપરથી પુછડીઓ તારો ઉગેલો છે, એવો કેટલાક લોકોએ જવાબ દીધો. તે ઉપરથી કોટવાલે પણ તેની તરફ નજર પહોંચાડી, તો મોટો પ્રકાશવાન્ તારો અને તેની પાછળ પુછડી હતી એવું તેણે જોયું. તે કેટલીકવાર સુધી જોઇને પાછો ઘેર આવ્યો. એટલામાં ત્યાં ગોવિંદબાવા ગોસાંવી કાશીકર આવ્યા. તે વખત બંને વચ્ચે બોલવું થયું તેઃ—

**ઘા૦**—કાશીકર બાવા! ધૂમકેતુ ઉગ્યો છે તેનું ફળ શું?

**કાશીકર બાવા**—એ ઘણી નરસી નિશાની છે. તે વિષે જ્યોતિષ શાસ્ત્રમાં ઘણું લખેલું છે. પ્રાકૃત કવિઓની બે ત્રણ આર્યા છે તેમાં સઘળો સારાંશ આવેલો છે.

**ઘા૦**—તે આર્યા આપને મોહોડે છે કે નહીં?

**કા૦**—હા. (એવો જવાબ દઇને આર્યા બોલ્યો)

> काल्ची महत् पडावा, मर्कीं संग्रामयुद्ध निपजावें;
> व्हावीं दुश्चिन्ह हीं, राया भुपाळि मृत्यु उपजावें. १
> राष्ट्रीं अपाय घडती, कर्म कृषीचें धुळीस मीळावें;
> हानी गोचर यातें, यमदूतानें गुरांसि पीळावें. २
> बंडे नगरीं व्हावीं, अवर्षण हे जनांसि पोळील
> येउनि वात प्रचंडचिना वाड्यांसीं खचीत घाळील. ३

**ઘા૦**—એ દુઃખ નિવારણ કરવાનો કાંઈ ઉપાય છે કે નહીં?

**કા૦**—આપણા શાસ્ત્રકારોએ સઘળા ઉપાય બતલાવેલા છે. તે બરાબર કરવામાં આવે તો સઘળાં દુઃખનો નાશ થાય છે.

ઘા૦—શું શું ઉપાયો છે?

કા૦—ધુમકેતુના જપ કરવા બ્રાહ્મણ બેસાડવા, ને તેની પાસે કોટી જપ કરાવવા. બાદ એક લાખ બ્રાહ્મણ જમાડવા, અને અનુષ્ઠાન કરવા બેસાડેલા બ્રાહ્મણોને લુગડાં, દક્ષિણા આપી વિદાય કરવા.

ઘા૦—આ સઘળું કરતાં શું ખર્ચ લાગશે?

કા૦—લાખ સવા લાખ રૂપીઆ ખર્ચ થશે, અને સરકારથી કોથરુડ, પારશાણ, પર્વતી, વગેરે ઠેકાણે ધૂમકેતુ નિમિત્ત અનુષ્ઠાન બેસાડનાર છે, એવું મેં ફક્ત સાંભળ્યું છે.

ઘા૦—ઠીક છે, આપ સવારે આવજો. હું હમણા જમીને નાનાસાહેબના વાડામાં જાઉંછું ને તમામ હકીકત કહીને અનુષ્ઠાનનું કામ આપ હસ્તક કરાવું છઉં.

કા૦—બહુ સારું. તે કામ આપને હાથ આવશે એટલે બધું બરાબર થશે. આ પ્રમાણે કહીને કાશીકર બાવાએ રજા લીધી. બીજે દહાડે સવારે બાવા ઘાશીરામને ઘેર આવ્યા. તે વખત કાતરેજના નળનું કામ તપાસવા સારું નીમાયલો એક ફ્રેંચ જાતનો યવન હતો, તે શિલ્પ શાસ્ત્રમાં પ્રવીણ હતો ને બીજી વિદ્યામાં પણ કુશળ હતો; તેનું નામ ફ્રાંસીસ હતું. તે કાંઈ કામ સારુ કોટવાલ પાસે આવ્યો હતો. તે વખત તેની રુબરુ બોલવું થયું તે:—

ઘા૦—કાશીકર બાવા! રાત્રે નાનાસાહેબની મુલાકાત થઈ નહીં. હમણાં નાહઈને જાઉં છઉં.

કા૦—ઠીક છે, લોકોનો ઉપકાર કરવાની વાત છે, ને અરિષ્ટ ઘણું છે, તેની તો આપને કાળજી જ છે.

ફ્રાંસીસ—કોટવાલ સાહેબ ! કેવું દુઃખ આવ્યું છે?

ઘા૦—તમે કાલ રાત્રે પુછડીઓ તારો જોયો હતો કે નહીં?

ફ્રા૦—હા. અમે જોયો છે, ને તેનું ગણિત પણ મને માલુમ છે; પણ તેનાથી અરિષ્ટ શું થવાનું છે?

કા૦—અરિષ્ટ નહીં એમ કેમ બોલો છો? પુંછડિઓ તારો ઉગવાથી રાજને, રાજાને તથા રૈયતને મોટું દુઃખ થાય છે. એમ અમારા શાસ્ત્રમાં લખેલું છે, તેની શાંતિ કરવી જોઇએ. અનુષ્ઠાન તથા બ્રહ્મભોજન કરાવ્યા વિના તેની શાંતિ થતી નથી.

ફ્રા૦—અમારા દેશમાં આગલા વખતમાં તમે જેમ કહો છો તેમ જ બધા લોક માનતા હતા; અને એકાદ પુછડીઓ તારો ઉગે કે લોક બીહતા

હતા. તેના અનર્થનું નિવારણ થવા સારુ અમે પરમેશ્વરની પ્રાર્થના કરતા હતા. અમારા આચાર્યો અમારા ઈશ્વરને પૂજવાના દેવળમાં આખો દિવસ ઘણીવાર લગી ઘંટ વગાડવાનું ફરમાવતા હતા. બાદ ઘણા વિદ્વાન્ જોશીએએ મોટા દુરબીન તથા બીજાં અનેક યંત્રોથી આકાશમાંની તજવીજ ઘણી મહેનત લઇને કીધી. તે ઉપરથી તેઓનો તર્ક એવો પહોંચ્યો છે કે, આકાશમાં સીત્તેર લાખ કરતાં વધારે પુછડીઆ તારા છે. તેમાંથી આજ સુધીમાં જમીન ઉપરથી પાંચશે દેખાયા છે. તેમાંથી એકશો પુછડીઆ તારાનો ફરવાનો રસ્તો સમજાયો છે. તેઓ સૂર્યની પ્રદક્ષિણા કરે છે. તેમાંના એકને ૨૦૦૦, એકને ૬૭૫, એકને ૭૮, એકને ૬$\frac{3}{4}$, ને એકને ૩ વર્ષ પ્રદક્ષિણા, કરતાં લાગે છે, એમ ગણિત ઉપરથી સમજાયું છે. જે પુછડીઓ, તારો ૬૭૫ વર્ષે ઉગે છે, તે ઈસ્વી સન ૧૬૮૦ માં નજરે પડ્યો હતો. તેની ગતિ એક કલાકમાં આઠ લાખ મૈલ એટલે આપણા ચાર લાખ કોસની હતી; તેની પુછડી પ્રથમ ૭ કરોડ માઇલ લાંબી હતી ને ત્યાર પછી બાર કરોડ માઇલની લાંબી થઈ હતી.

ઘા૦—આવી વાતો કદી અમારા સાંભળ્યામાં આવી નથી. પુછડીઓ તારો એ એક જ ગ્રહ નહીં કે શું?

ફ૦—એક નહીં, પુછડીઆ તારા ઘણું કરીને રોજ ઉગે છે, પરંતુ તે આપણી પૃથ્વીથી ઘણા દૂર છે તેથી દીઠામાં આવતા નથી. અમારા યુરોપખંડમાં મોટાં દુરબીનોથી જોવામાં આવે છે, તેવા દુરબીનો જો હોય તો, કાલના પુછડીઆ તારા શિવાય બીજા અનેક તેવા તારા હું આપને આજ રાત્રે બતાવત.

ઘા૦—એવાં દુરબીનો કેટલાં લાંબાં હોય છે.

ફ૦—સર ઐસાક ન્યુટન, એ નામનો મોટો જોશી સન ૧૬૯૨ માં ઇંગ્લડ દેશમાંથી લિંકનશાયર પ્રાંતમાં ગયો. તેણે દુરબીનના જોરથી અસમાનની અંદર ઘણો સારો શોધ કરીને સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા તારા વગેરેની બાબતમાં આગલા વખતના લોકોની સઘળી ભ્રાંતિ દૂર કરી. વળી ન્યુટન શિવાય બીજા અનેક વિદ્વાનોએ આ કામમાં ઘણો શ્રમ લીધો છે. દુરબીન પ્રથમ ક્યારે બન્યું છે તેનો કાંઈ પત્તો લાગ્યો નથી. સને ૧૫૯૦ પહેલાંના કોઇ ગ્રંથમાં આ યંત્રનો દાખલો હાથ લાગતો નથી. એ શાલ પછી આસરે ૩૦ વર્ષની અંદર એક દુરબીન ૧૬ તસુ લાંબી મિલ્ડબર્ગ શહેરના એક ચશ્માં કરનાર કારીગરે તૈયાર કરી. ત્યારથી નવી તથા મોટી દુરબીનો થવા લાગી. પછી આકાશ માંહેના ચમત્કારવિષે

જેમ જેમ શોધ કરવાની ઇચ્છા વધતી ગઈ, તેમ તેમ દુરબીનની લંબાઇ જે તસુથી મપાતી હતી, તે ગજના માપ ઉપર આવી. તે છ ફુટ થઇ બાદ ૧૨, પછી ૨૦, ૫૦, ૧૦૦ તથા ૨૦૦ ફુટ સુધી લાંબી દુરબીનો થઇ. બાર તસુનો એક ફુટ થાય છે. પણ એવી લાંબી દુરબીનો લાવતાં તથા મરજી પ્રમાણે ફેરવતાં અડચણ પડવા લાગી. આખર ગોળ કામ બનાવી તેને બેસાડવા વગેરેની કલ્પના કહાડી. છેવટે* લાર્ડ રાસ નામના એક સરદારે એક લાખ વીસ હજાર રૂપીઆ ખરચીને દુરબીન બનાવી. બે મોટા નકસીદાર સાઠ ફુટ ઉંચાઇના થાંભલા બાંધીને તે બંનેની અંદર લગાવેલી છે, ને તેનું વજન ૧૨ ટન એટલે આસરે ૩૩૬ મણથી કમી નથી. તો પણ તે થાંભલા એવી યુક્તિથી ટાંગેલા છે કે, તે હરેક જગે લઈ જવાય, તથા ઉંચા નીચા કરી શકાય. તેની મધ્ય ભાગની પહોળાઈ આઠ ફુટ કરતાં વત્તી છે ને લંબાઇ ચાળીસ ફુટની છે. માણસ છત્ર ઉઘાડીને તેમાંથી પાંસરો નિકળી જાય એટલી મોટી છે.

કા૦—અમારા જ્યોતિષ પ્રમાણે ગ્રહ જોવા સારુ રેતીની નળિકા યંત્ર કરે છે; પણ તેમાંથી એક કરતાં વધારે પુછડીઆ તારા દેખાવાનું અમે કદી સાંભળ્યું નથી; અને ફ્રાંસીસ સાહેબ તો લાખ ને કરોડ પુછડીઆ તારા હોય છે એવી ગપ્પો મારે છે! આવા મ્લેચ્છ લોક ઉપર, કોટવાલ સાહેબ! આપે કદી વિશ્વાસ રાખવો નહીં. એના મનમાં આપણો સઘળો ધર્મ ભ્રષ્ટ થાય, જાતિ ભેદ તૂટી જાય ને વર્ણસંકર થઇ જાય એવી ઇચ્છા છે. ઊત્તમ કોંકણની તરફ સાષ્ટી પ્રાંતમાં જુઓ, એ લોકોએ કેવો પ્રલય કરવા માંડ્યો છે. ગામનાં ગામ વટલાવીને ઇસુ ખ્રીસ્ત કે બીજો નવો દેવ ઉભો કરીને તેનું બંડ ઉડાવ્યું છે. વાસ્તે આપને જનોઇનું અભિમાન હોય તો આપે મ્લેચ્છના બોલવા ઉપર કદી ધ્યાન આપવું નહીં.

ઘા૦—(ફ્રાંસીસ સાહેબ તરફ જોઇને) કેમ છે, આ ગોસાંવી બાવા શું કહે છે?

ફ્૦—બાવા તો કાશીકરજ (ઠગ) છે. તેનું મન સરકારને તથા આપને લુંટવાનું છે, જ્યોતિષવિદ્યાનું તેઓને જ્ઞાન નથી; પછી તેની ભાંજગડ કરવામાં ફળ નહીં.

---

* એ દુરબીન તૈઆર થઈ તે વખત ઘાશીરામ જીવતો ન હોતો; પણ આ યંત્રની સઘળી હકીકત સમજવા સારુ લાર્ડ રાસના દુરબીનની હકીકત લાવવાની જરૂર પડી.

કો૦—(ગુસ્સામાં આવીને) આવું બેઅદબી ભરેલું ભાષણ અમારા વડીલે કર્યું હોય તો તે જ વખત તેનું માથું ફોડી નાખીએ? તું વાંદરું કોણરે? તમારું માંકડાપણું હમણા જ કહાડી નાખું છું.

આટલે સુધી બોલવું થયું, ને બંને તપીને એક બીજાને અપશબ્દ બોલવા લાગ્યા; ને હાથ પકડાપકડી ઉપર આવવાનો પ્રસંગ આવ્યો; ત્યારે કોટવાલે ઉઠીને તેઓને છોડાવ્યા ને ફ્રાંસીસ સાહેબને રજા આપી કાશીકરબાવાને લઇને કોટવાલ સાહેબ બેઠા.

---

## વાત ૧૮.

કારતક વદ ૧૦ ને દિવસે સાંજની વખતે કોટવાલ સાહેબ બહાર ફરવા સારુ નિકળ્યા હતા. તે વખતે શહેરમાં જગે જગે લોકોની ગીરદી થયેલી તેના જોવામાં આવી. રસ્તામાં ગાડાં, છકડા, ટટ્ટુઓ, તથા લોકોના ઠઠ મચી હતી. સુરઇઆ, મીઠાઇવાળા, તંબોળી, કંસારા સોની વગેરે ઉદ્યમવાળા પોતપોતાની દુકાનો આટોપતા હતા. કોઈ આટોપી રહ્યા હતા, ને કોઈ સામાન બાંધતા હતા એવું જોયું. તે ઉપરથી કોટવાલ સાહેબે પોતાની સાથેના સવારોને પૂછ્યું કે આ શું ગડબડ ચાલે છે? ત્યારે સ્વારે જવાબ દીધો કે કાલે **શ્રી જ્ઞાન**ોબાની જાત્રા **આલંદ** ગામમાં છે ત્યાં સઘળા લોકો જાય છે. બાદ કોટવાલ સાહેબ **નાના**સાહેબના વાડામાં ગયા, ત્યાં ઘણા લોકો હતા તેમાં **એક**નાથબાવા પૈઠણકર હતા તેની સાથે બોલવું થયું:—

ઘા૦—કેમ પૈઠણકરબાવા! આલંદીની જાત્રામાં આપને જવું છે કે?

**પૈઠણકરબાવા**—જાત્રાની વખતે જવાનો મારો દસ્તુર નથી. વારેદાર તથા સાધુસંત વગેરે હજારો આદમી એકઠા થઇને મોટી ગીરદી કરે છે, તેથી **જ્ઞાનેશ્વર મહારાજ**ની સમાધિનાં દર્શન કરતાં ઘણી જ મહેનત પડે છે; કોઇનું માથું ફૂટે છે, કેટલાકના હાથ પગમાં વાગે છે; ને કોરડાનો માર પડે છે. તે કારણસર જાત્રાને દહાડે જવામાં શોભા રહેતી નથી. આડે દિવસે કદી જાઉં છું.

ઘા૦—**જ્ઞાનેશ્વર** અસલ કોણ ને ક્યાં હતા ને તે આલંદીમાં સમાધિસ્થ ક્યારે થયા?

પૈ૦—**ભક્તિવિજય** નામે પ્રાકૃત ગ્રંથ **મહિપતિબાવા તારાબાજકરે** લખેલો છે; તે ઉપરથી તથા **જ્ઞાનેશ્વરે** કરેલી કવિતા ઉપરથી એવું માલુમ પડે છે કે, **ગોદાવરીને** કિનારે **આપે** કરીને ગામ છે; ત્યાં **ગોવિંદપંત** નામે એક તલાટી હતો. તેની ઓરત **નીરુબાઈ** નામની હતી. તેને **વિઠોબા**

નામે એક છોકરો થયો. તે વેદશાસ્ત્રમાં પ્રવીણ થયા બાદ તીર્થયાત્રા કરતો કરતો અલંદીમાં આવ્યો. તે વખતે એ ગામનું નામ અલકાવતી હતું. ત્યાં સીદોપંત કરીને એક બ્રાહ્મણ રહેતો હતો, તેની સાથે વિઠોબાનું સહેજ મળવું થયું. તે વિઠોબાની વૃત્તિ જોઇને તેને પોતાને ઘેર લઈ ગયો, અને ભોજન કરાવી તે દિવસે પોતાને ઘેર રાખ્યો. રાત્રે સીદોપંતને સ્વપ્નું થયું કે, તારી કન્યા રુકમાઇનાં લગ્ન વિઠોબા સાથે કર. એને પેટે ચાર અવતારી પુરુષ જન્મ લેશે. તે ઉપરથી સીદોપંતે આ હકીકત વિઠોબાને સવારમાં ઉઠીને કહી. ત્યારે તેણે સમાધિ ચઢાવીને જોયું, તેથી તેને લગ્ન કરો, એવું દૃષ્ટાંત માલુમ પડ્યું. બાદ શાસ્ત્રવિધિ પ્રમાણે રુકમાઇનાં લગ્ન વિઠોબા સાથે થયાં. બાદ સસરો જમાઈ તથા છોકરી સુદ્ધાં પંઢરપુર ગયાં. ત્યાંથી સીદોપંત તથા રુકમાઈ અલંદી પાછાં આવ્યાં, અને વિઠોબા રામેશ્વરની જાત્રાએ ગયો. તે જાત્રા કરીને કેટલેક વર્ષે પાછો અલંદીમાં આવ્યો. તે વખત રુકમાઈ મોટી થઈ હતી. તેની સાથે કેટલાક વર્ષ અલંદીમાં રહ્યો; પણ કાંઈ છોકરાં થયાં નહીં. ત્યારે સંન્યાસ લેવો, એવું તેના મનમાં આવ્યું; પણ સસરાને તથા સ્ત્રીને પૂછ્યું તો તે બંનેએ રજા આપી નહીં. તેથી તેમ જ થોડા દિવસ કહાડીને ગંગાજી નાહવા જાઉં છઉં, એમ કહીને અલંદીથી નિકળ્યો, ને કાશી ગયો, ને ત્યાં શ્રી રામાશ્રમ નામના સંન્યાસી હતા, તેને મને સ્ત્રી છોકરાં કંઈ નથી, એવું સમજાવી તેના હાથથી સંન્યસ્ત લીધું. તે ખબર કેટલેક દહાડે તેને સાસરે પહોંચી. તે વખત રુકમાઈ ભર જુવાનીમાં હતી. તે કારણથી તેણે તથા તેના બાપે ઘણી હાયપીટ કરી; પણ લાચાર થઇ છાનાં રહ્યાં. રુકમાઈ દેવની સેવા કરવા લાગી, ને નિત્ય પીપળાની પ્રદક્ષિણા કરતી હતી. ત્યાર બાદ ઈશ્વર ઇચ્છાથી, વિઠોબાને જેણે સંન્યાસ લેવડાવ્યો હતો, તે સંન્યાસી જાત્રા કરતાં કરતાં અલંદીમાં આવ્યા, ને જે પીપળાના ચોતરા ઉપર રુકમાઈ પ્રદક્ષિણા કરતી હતી તેની પાસે આવ્યા. તે વખત રુકમાઈ તેને પગે પડી. ત્યારે "અષ્ટપુત્રા સૌભાગ્યવતી ભવ" એવો આશીર્વાદ તેણે આપ્યો. તે સાંભળી તેને હસવું આવ્યું. તે ઉપરથી શ્રીપાદે મારો વિનોદ તારા મનમાં કેમ આવ્યો તે કહે એવું પૂછ્યું. તે વખતે તેણીએ જવાબ દીધો કે, મારા ધણીએ સંન્યાસ લઇને કાશીમાં વાસ કર્યો છે ત્યારે મને છોકરાં ક્યાંથી થશે? એમ મનમાં આવ્યાથી આપનું વચન મને આશ્ચર્યકારક લાગ્યું. તેથી શ્રીપાદે રુકમાઇના ધણી વિષેની નિશાણીઓ પૂછી. તે ઉપરથી પોતે જેને સંન્યાસ લેવડાવ્યો હતો, તેજ એનો ધણી છે

એવું માલમ પડ્યું. બાદ રુકમાઇ, તેનો બાપ સીદોપંત તથા શ્રી રામાશ્રમ, એ ત્રણે કાશી ગયાં. ત્યાં વિઠોબાએ પોતાની તકસીર કબૂલ કરી. તે વખત તારી સ્ત્રીને સાથે પોતાને ગામ જઈ ગૃહસ્થાશ્રમ ચલાવ, એવી શ્રીપાદે આજ્ઞા કરી. તે પછી સીદોપંત જમાઈ તથા છોકરીને લઇને કાશીથી અળંદીમાં પાછો આવ્યો. ત્યારે બ્રાહ્મણોએ વિઠોબાની ઘણી નિંદા કરી ને તેને તથા તેની સ્ત્રીને ન્યાત બહાર મૂકયાં. એ કારણથી તેઓ જંગલમાં જઈ ઝુંપડી બાંધી રહ્યાં. તેઓને બાર વર્ષ પછી ત્રણ છોકરા ને એક છોકરી થઈ. તેમાં પહેલો છોકરો નિવૃત્તિ, બીજો જ્ઞાનેશ્વર, ત્રીજો સોપાન ને ચોથી મુકતાબાઈ. એ રીતે તેઓનાં નામ રાખ્યાં. બાદ તે છોકરાંઓ મોટાં થયાં, ત્યારે છોકરાઓને જનોઇ દેવી ને છોકરીને પરણાવવી જોઇએ; માટે બ્રાહ્મણોની સભા કરી, ને શું પ્રાયશ્ચિત્ત કરવું એવું તેઓને પૃછ્યું. તે વખત વિઠોબાએ દેહાંત પ્રાયશ્ચિત્ત કીધા શિવાય છૂટકો નથી, એવું બ્રાહ્મણો કહેવા લાગ્યા. તે સાંભળી વિઠોબાને ઘણો પરિતાપ થવાથી ત્યાંથી નિકળી તે ચાલ્યો ગયો. તેનાં ત્રણ છોકરાં તથા એક છોકરીને સભાવાળાઓએ કહ્યું કે, તમે પૈઠણ જઇને ત્યાંના બ્રાહ્મણો પાસેથી માનપત્ર લાવો. તે ઉપરથી તે ચારે ગોદાવરીને તીરે ગયાં, ને ત્યાં બ્રાહ્મણોની સભા મેળવી. તે સભાવાળાએ તમે સંન્યાસીનાં છોકરાં છો; તેથી તમને કાંઈ પ્રાયશ્ચિત્ત નથી એવું કહ્યું. તે છોકરામાંના એકનું નામ જ્ઞાનેશ્વર છે, એવું માલુમ પડ્યાથી કેટલાક લોકો તેની મશ્કરી કરવા લાગ્યા. એટલામાં તે રસ્તેથી એક પખાલીનો પાડો, જેનું નામ ગ્યાન્યા હતું તે જતો હતો. તેને જોઇને આ ગ્યાના તેવો જ તે ગ્યાન્યા છે, એવું એકાદ બ્રાહ્મણે મશ્કરીથી કહ્યું. તે સાંભળીને જ્ઞાનેશ્વર બોલ્યો કે, તેમાં તથા મારામાં કાંઈ ભેદ નથી. સઘળાનો આત્મા સરખો જ છે. તે ઉપરથી તે બ્રાહ્મણ બોલ્યો કે, જ્યારે તારી વાત ખરી છે, ત્યારે એ પાડા પાસે વેદ ભણાવ. તે વખત જ્ઞાનેશ્વરે ઉઠીને તે પાડાપર હાથ મૂકયો, ને તે પાડા પાસે ચાર વેદ ભણાવ્યા. બાદ એક બ્રાહ્મણને ત્યાં એ ચારે જણ રહ્યાં હતાં. તેને ઘેર મરણ-તિથિ આવવાથી તે દિવસે શ્રાદ્ધ કરવાનું હતું; તે દિવસે કોઇ બ્રાહ્મણ તેને ઘેર જમવા કબુલ થયા નહીં. તેથી તેને મોટી ફિકર થઈ. તે જોઇને જ્ઞાનેશ્વરે તે બ્રાહ્મણના પિતૃઓને પ્રત્યક્ષ બોલાવી જમાડીને પાછા મોકલ્યા. બાદ દશેરાને દિવસે ખાવા સારુ માંડા કરવાના હતા. તે કરવા સારુ કુંભારે માટલું આપ્યું નહીં, તેથી જ્ઞાનેશ્વરે પોતાના મોહોમાંની અગ્નિથી પોતાની પીઠ તપાવી, તે ઉપર મુકતાબાઇને હાથે માંડા કરાવ્યા. બાદ જ્ઞાનેશ્વર

પંઢરપુર જઇને ત્યાંથી નામદેવને સાથે લઈ તીર્થયાત્રા કરવા ગયો. તે ફરતાં ફરતાં હસ્તિનાપુર એટલે દિલ્હી આવ્યો. તે વખત ત્યાં મુસલમાન રાજા હતો. તે રાજાએ નામદેવ ભજન કરતો હતો, તે જગે એક ગાય લાવીને તેનું માથું કાપી નાખી, તેને જીવતી કર, નહીં તો તારું માથું હું મારા હાથથી ઉરાડી દઇશ, એવું તેને કહ્યું. તે વખત ચાર દિવસની મુદત નામદેવે માગી ને તે મુદતની અંદર ગાયને જીવતી કરી. તે વાત રાજાએ સાંભળ્યાથી પોતે જાતે ત્યાં આવ્યો ને નામદેવને પગે લાગ્યો. બાદ દિલ્હીથી નિકળીને તે બન્ને કાશી ગયા. ત્યાં કબીરને ઘેર જઇને ઉતર્યા. તે વખત રાત પડી હતી. કબીરે પોતાની સ્ત્રીને બંને પરોણાને સારુ કાંઇ ખાવાનું કરવાનું કહ્યું. તે વખત ઘરમાં કાંઇ જ હતું નહીં. તેથી તે ઓરત ચિંતાતુર થઈને બજારમાં ગઈ. રસ્તે જતાં એક વાણીઆની દુકાન ઉઘાડી જોઈ તે વાણીઆ પાસે જઇને સીધું સામાન સંત લોકને સારુ આપ ને તારા પૈસા થાય, તે કહે, હું તને લાવી આપું એવું તેને કહ્યું. તે વાણીઓ કબીરની ઓરતની ખુબસુરતી ઉપર આશક થઇને, મારી ઇચ્છા પૂરી કરે તો તને જે જોઇએ તે આપું, નહીં તો પાછી ચાલી જા, એવું તેણે કહ્યું. તે વખત રાત્રિ પડેલી, ને બીજી જગે સીધું સામાન મળી શકશે નહીં ને સાધુઓ ભુખ્યા પડી રહેશે, ને આપણી સંતતાની હાનિ થશે, એવી અડચણો તેના મનમાં આવવાથી તેણે તે વાણીઆને વચન આપ્યું કે, સીધું સામાન ઘેર લઈ જઈ સંતોને ભોજન કરાવી તારી પાસે પાછી આવીશ. તે વચન ઉપરથી સીધું સામાન વાણીઆએ તેને આપ્યું. તે લઇને ઘેર ગઈ. નામદેવ તથા જ્ઞાનેસ્વરને ભોજન કરાવ્યા પછી કબીરને એકાંતમાં લઈ જઇને વાણીઆને વચન આપ્યાની હકીકત તેણીએ તેની આગળ કહી ને તેની રજા માગી. તે વખત વરસાદ ઘણો આવતો હતો. સબબ કબીરે તેને પોતાની ખાંધ ઉપર બેસાડી વાણીઆની દુકાને પહોંચાડી ને પોતે પાછો ઘેર આવ્યો. વાણીઓ તો રાહ જોયા જ કરતો હતો, તેથી કબીરની ઓરતને જોતાં જ ખુશ થયો; ને આવા વરસાદમાં અંધારામાં તું એકલી શી રીતે આવી એવું પૂછ્યું. તે વખત તેણીએ કહ્યું કે, તમે સંકટની વખતે સહાય કરીને સાધુસંતને અન્ન આપી સંતોષ્યા, એ ઘણું જ પુણ્યનું કામ થયું. એ તમારો ઉપકાર જાણીને મારા ધણી કબીરે મને પોતાની ખાંધ ઉપર બેસાડીને અત્રે પહોંચાડી. આ વાત સાંભળતાં જ વાણીઆને ઘણો પસ્તાવો થયો અને તેણે કબીરની ઓરતના પગ ઉપર માથું મૂક્યું, અને મેં તમારી છળના કરી, તેને મને માફી કરવી, એવું કહીને મોટા ભાવથી કહ્યું કે, એટલું

હું તારી પાસેથી માગી લઉંછું. તે ઉપરથી તે બાઇ વાણીઆને ધીરજ આપી કબીર પાસે લઈ ગઈ. કબીરે તેના માથા ઉપર હાથ મૂકયો. બાદ ધંધો, વેપાર તથા ઘરબાર છોડીને વાણીઓ ભક્તિમાર્ગમાં લાગ્યો. પછી જ્ઞાનેશ્વર તથા નામદેવ કબીરની રજા લઇને નિકળ્યા. તે અનેક તીર્થ ફરીને પાછા પંઢરપુર આવ્યા, ને ત્યાં જાત્રા કરી આવ્યા તેનું ઉજમણું કર્યું. તે વખત સઘળી જાતના સંત એકઠા કરીને તેમાં પંઢરપુરના બ્રાહ્મણોને બોલાવીને, સઘળાઓએ જાતિભેદ ન રાખતાં એક પંગતે ભોજન કર્યું.

ઘા૦—એ શી રીતે થયું? તમે નાથસંપ્રદાયવાળા કહેવાઓછો, ને જ્ઞાનેશ્વર મહારાજને ગુરુને ઠેકાણે ગણોછો, તે છતાં જાતિભેદ કેમ રાખોછો વારુ?

પે૦—નામદેવની પંગતમાં જે લોકો બેઠા હતા, તેની તથા જ્ઞાનેશ્વર મહારાજની બરાબરી અમારાથી કદી થનાર નથી. અમારા મનનો મેલ હજીસૂધી ધોવાઈ ગયો નથી.

ઘા૦—જ્ઞાનેશ્વર મહારાજની સમાધિની એક બાજુએ એક નહાની ભીત છે; તેને જાત્રા કર્યાં પછી લોકો ભેટે છે, નમસ્કાર કરે છે, તેનું માહાત્મ્ય શું છે?

પે૦—તેની કથા એવી છે કે, જ્ઞાનેશ્વર તથા તેનાં ભાઈ બહેન, એ ચારે જણાં પોતાના મોસાળમાં અલંદીમાં એક સમે હતાં. તે વખત તેને મળવા સારુ એક મોટા ચાંગદેવ નામના ભક્ત, વાઘ ઉપર બેસીને હાથમાં કોરડાને બદલે એક ભયંકર સાપ લઇને, વાઘને મારતા મારતા ગામમાં આવવા લાગ્યા. તે ખબર જ્ઞાનેશ્વર તથા તેનાં ભાંડુ બારણા આગળની ભીત ઉપર બેસીને દાતણ કરતાં હતાં ત્યાં તેઓને થઈ. તે વખતે તે ભીતને ગતિ આવીને ચારે જણ સુદ્ધાં ભીત ચાલતી ચાલતી ચાંગદેવની સામે ગઈ. એ અદ્ભુત ચમત્કાર જોઇને ચાંગદેવનો ગર્વ ઉતર્યો, ને ચાલી ગયલી ભીત ત્યાં જ અટકી ગઈ. તે ભીતનો કકડો સમાધિની પાસેની ભીત પાસે રહેલો છે; માટે લોકો તે ભીતને નમે છે.

ઘા૦—જ્ઞાનેશ્વરનાં લગ્ન થયાં હતાં કે નહીં ? ને તેના વંશમાંનું કોઇ છે કે નહીં ?

પે૦—જ્ઞાનેશ્વર તથા તેના બે ભાઇ ને એક બહેનનાં લગ્ન મૂલથી જ થયાં નહોતાં. પરમેશ્વરની ભક્તિમાં તેઓએ જન્મારો ગાળ્યો.

જ્ઞાનેશ્વર, શાલિવાહન શકે ૧૨૧૮ ના કારતક વદ ૧૦ ને દિવસે સમાધિસ્થ થયા. તેના વંશમાં કોઇ નથી; પણ તેના શિષ્યોનો વંશ આજ સૂધી ચાલે છે. તેને નાથસંપ્રદાય કહે છે.

જ્ઞાનેશ્વર સમાધિસ્થ થયા ત્યારથી તે હાલ સુધી કેટલાક ભાવિક ભકતોને ઉંઘમાં સ્વપ્નમાં આવી ઉપદેશ કરે છે.

**ઘા૦**—તમારા હરદાસોમાં મુખ્ય સંપ્રદાય કેટલા છે ને ઉપદેશ કરવાની રીત કેવી ને શું છે?

**પૈ૦**—મુખ્ય બે સંપ્રદાય છે, તેમાં એક **નાથસંપ્રદાય** ને બીજો **રામદાસી** સંપ્રદાય છે. જે સ્ત્રી અથવા પુરુષને ઉપદેશ લેવો હોય છે, તેઓએ તે **પંથના બાવાની** શરણે જવું. બાદ તેઓએ બાવાને **ગુરુ** કરીને તેની પૂજા કરવી અને તન, મન ને ધન એ ત્રણે ગુરુને આપ્યું એવો સંકલ્પ કરવો. બાદ શિષ્ય થનારે ગુરુની સામે ઉભું રહેવું ને પોતાના માથા ઉપર એક ઉંધણું મૂકી, તે ઉપર પાણીનું ભરેલું એક વાસણ મૂકવું. તે વાસણનો જે ભાગ સન્મુખ આવે તેની ઉપર ચંદનનું ટીલું કરવું. તે તિલક ઉપર એક નજરે જોવાનું તે શિષ્યને કહે છે, ને તે વખત બાવાની મંડળી હાજર હોય છે, તે ઝાંઝ વગાડે છે, ને કીર્ત્તન ગાય છે. બાદ અરધી ઘડીએ તે વાસણ શિષ્યના માથા ઉપરથી ઉતારીને શિષ્યને બાવાની સામે ગુટણિયાં વાળી બેસાડે છે. પછી ગુરુ તથા શિષ્ય બંનેને માથે કાંઈ નવું કપડું બાંધે છે, ને શિષ્યના કાનમાં મંત્ર કહે છે.

**ઘા૦**—તમારા સંપ્રદાયનો મંત્ર કયો છે, ને **રામદાસી** સંપ્રદાયનો મંત્ર કયો છે?

**પૈ૦**—ઉપદેશનો મંત્ર કોઇએ કોઇની આગળ કહેવો નહીં, એવી અમારા ગુરુની આજ્ઞા છે; તે છતાં જો આપની મરજી હશે, તો કાગળના કકડાપર તે મંત્ર લખી આપીશ.

**ઘા૦**—બાવા સાહેબ! તેને વાસ્તે મારો આગ્રહ નથી; પણ મારા મનમાં ઉપદેશ લેવાની ઇચ્છા છે; વાસ્તે **નાથસંપ્રદાય** તથા **રામદાસી** સંપ્રદાય એ બંનેના મંત્ર સરખા જ છે કે કાંઇ ફરક છે, તે મારે પ્રથમ સમજી લઇને જે સારો લાગે તે અંગીકાર કરવો છે.

**પૈ૦**—પોતે કાગળ ખડીઓ લઇને, તે ઉપર લખી આપ્યું કે, **નાથ**-સંપ્રદાયનો મંત્ર "ओंअहं तत्सोहं ओं श्री रामनामाय नमः" ને **રામદાસી** સંપ્રદાયનો મંત્ર "श्रीराम, जयराम, जयजयराम" એવો છે. એ મંત્રનો જપ ઉપદેશ લેનારાઓએ હમેશાં કરવો જોઇએ.

**ઘા૦—રામદાસ** ક્યાં ને કયારે થયા?

પૈ૦—રામદાસનો જન્મ શકે ૧૫૩૦ ના વર્ષમાં ગોદાવરી તીરે જામ નામે ગામમાં થયો. તેનો બાપ સૂર્યોપંત નામનો એક તલાટી હતો. તેણે રામદાસસ્વામીનું મૂળ નામ નારાયણ રાખ્યું હતું. તે રામની ઉપાસના કરવા લાગ્યા, તેથી તે હનુમાનનો અવતાર છે એમ સમજી, લોકો તેને રામદાસ કહેવા લાગ્યા ને તેની પીઠ ઉપર પુંછડીની પેઠે ચામડી બહાર નિકળી હતી; તેણે ઘણા ચમત્કાર બતાવ્યા છે. તેમાં એક વખત નદીને કાંઠે એક સમળી પથ્થર લાગવાથી નીચે પડી મરી ગઈ, તેને રામદાસે જીવતી કરી; અને આખરે રામદાસ સતારાની પાસે પરળી કરીને પહાડી કિલ્લો છે, ત્યાં આવીને રહ્યા હતા. તેના શિષ્યના વર્ગમાં શિવાજી રાજા હતો. કપાળે હાથ લગાડી સલામ કરતી વખત "રામરામ" એવું કહેવાનો જે આજ સુધી વ્યવહાર ચાલે છે, તે રામદાસ સ્વામીથી નિકળ્યો છે. રામદાસ સ્વામી પરળીમાં શકે ૧૬૦૩ ના મહા વદ ૯ ને દિવસે સમાધિસ્થ થયા. તેના શિષ્યો ભગવાં લુગડાં પહેરે છે, ને તે જ કારણથી સતારાના મહારાજનું નિશાન ભગવા રંગના કપડાનું હતું. મહારાજ રામદાસી કહેવાય છે ને તેજ કારણથી વરળીના સ્વસ્થાનની નેમણુક ચાલે છે. રામદાસ સ્વામીની સમાધિ ઉપર ચાંદીનું પત્રું જડેલું છે; અને તે જ પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજની સમાધિપર પણ ચાંદીનું પત્રું છે.



## વાત ૧૯.

રત્નાગિરી પાસે દરીઆ કિનારા ઉપર રાજાપુર નામનું બંદર છે. ત્યાં ભાગીરથી પ્રગટ થઇ, એવો પુના શહેરના કેટલાક લોકો ઉપર કાગળ આવ્યાથી ઘણાક ભાવિક લોકો ગંગા દર્શન કરવા ગયા; ને દરરોજ બીજા નવા નવા લોક જાય છે, એવી ખબર ઘાશીરામને થવાથી, તે વિષેની વાતચિત તેને ઘેર બ્રાહ્મણો આવતા હતા, તેની સાથે ચાલતી હતી. તે પ્રમાણે એક દિવસે રુદ્રાપાવાણી રાજાપુરકર તથા મહમદઅલી મુનશી વગેરે મંડળી બેઠી હતી તે સમયે વાતચિત થઇ તેઃ—

ઘા૦—અરે રુદ્રાપાનાયક ! તમારા જોવામાં રાજાપુરની ગંગા આવી છે ?

રુ૦—હા મહારાજ; મેં ઘણી વખતે તે જોયલી છે. તેનો ચમત્કાર અદ્ભુત છે. એક ડુંગરના તળિયા આગળ ગાયનું મુખ છે, તેમાંથી એ ગંગા અકસ્માત્ ભર ઉનાળામાં વહ્યા કરે છે. કોઇ અભડાવલો કે મોટો પાતકી દર્શન કરવા આવ્યો, કે તે જ વખત પાણી વહેતું બંધ થઇ જાય છે.

મુ૦—એમાં કાંઈ ચમત્કાર નથી. કોટવાલ સાહેબ! બાળકૃષ્ણ તથા વાસુદેવની કારીગર લોકોએ બનાવેલી મૂર્ત્તિઓ આપના જોવામાં આવી જ હશે; તેમાં વાસુદેવની મૂર્ત્તિ પ્યાલામાં ઉભી કરી છે, ને કૃષ્ણની મૂર્ત્તિ તે વાસુદેવના માથા ઉપર મૂકેલી છે. તે પ્યાલાને તળિયે એક છિદ્ર છે; ને વાસુદેવના માથા ઉપર બાળકૃષ્ણનો એક પગ થોડોક નીચે ઝુલતો છે; ને તે પગનો અંગુઠો વાસુદેવના મોહોડાની બરાબર ઉંચાઇમાં આવેલો છે. પ્યાલામાં પાણી ઘાલીએ, અને તે પાણી વાસુદેવના મોહો સૂધી ચહડે, એટલે પ્યાલામાંનું સઘળું પાણી છિદ્રમાંથી બહાર નીકળી જઇને પ્યાલો કોરો થાય છે. તે પ્રમાણે ડુંગરમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયલો રાજાપુરની ગંગાનો યંત્ર છે.

રુ૦—યંત્ર તંત્ર વિષે તમારા મુસલમાનનું બોલવું અમને સાચું લાગતું નથી. હજારો લોકે તે ગંગા જોયલી છે. તેના જોવામાં કદી યંત્ર આવ્યો નથી, ત્યારે મુનશીની જોયલી વાત હસવાની કે રડવાની છે?

ઘા૦—બાળકૃષ્ણ તથા વાસુદેવની મૂર્ત્તિ સઘળા કારીગરોને હાથે તૈઆર થાય છે, એમ નથી. એક કંસારાને કોઈ મહાપુરુષે પ્રસન્ન થઇને વરદાન આપ્યું છે, તેના હાથથી તેવી મૂર્ત્તિઓ થાય છે; અથવા તેનો જે કોઈ શાગીર્દ થયો હોય છે, તે માત્ર તૈઆર કરે છે. તે મૂર્ત્તિનો ચમત્કાર કૃષ્ણના જન્મ વખતે યમુનામાં થયલા ચમત્કાર જેવો છે.

મુ૦—(જરા હસીને) કોટવાલ સાહેબ! એ સઘળો ઢોંગ છે. જો મને થોડું મીણ લાવી આપો તો હમણા જ તે યંત્ર કરી બતાવું.

આ પ્રમાણે તકરાર થવા ઉપરથી, કોટવાલે એક મીણનો ગોળો મંગાવીને મહમદઅલી મુનશીને આપ્યો. તે લઇને તેની એક નળી મુનશીએ બનાવી; ને તે નળીને લાંબી કરીને ચીનાઈ માટીના વાસણમાં મૂકી. આ પ્રમાણે તૈયાર કરીને મુનશીએ પ્યાલામાં પાણી રેડ્યું.

મુ૦—આ મીણની નળી મેં કીધી છે; તે પ્રમાણે ધાતુની નળી વાસુદેવના પેટમાં હશે. તે કારણથી પાણી પ્યાલામાંથી બહાર નીકળી જાય છે.

રુ૦—પ્યાલાનો મજકુર તમે બરાબર મેળવી આપ્યો; હવે તે વિષે કાંઈ અમારે બોલવાનું રહ્યું નથી; પણ તેનો ને રાજાપુરની ગંગાનો શું સંબંધ છે?

ઘા૦—વાહવા! વાહવા! આપે ખુબ પેચ કહાડ્યો છે! અમે સમજતા હતા કે, ઘરડાં માણસને સભામાં બોલવાનું કાંઇ જ જ્ઞાન નથી; પણ આજે તેની બરાબર પરીક્ષા થઈ.

રુ૦—કોટવાલ સાહેબ ! આપની કૃપાથી ચાર વિદ્વાન્ લોકો સાથે મળવું થાયછે, ને તેઓ સાથે બોલવાનો પ્રસંગ પણ આવે છે; તે માટે કાંઈ સંગ્રહ પાસે રાખવો જોઇએ.

મુ૦—અરે આપા, એટલામાં ફુલાઇ જાઓ નહીં; ખ્યાલાને ને રાજાપુરની ગંગાને સંબંધ કેટલો છે, તે હું સિદ્ધ કરી આપું છું. જમીનમાં તથા દરીઆમાં તથા આકાશમાં જે ચમત્કાર થાએ છે, તે વિષેના ગ્રંથો જોવાનો મને મોટો શોખ છે. તે કારણથી મેં અંગ્રેજી, ફારસી તથા હિંદુસ્થાની ભાષાના કેટલાક ગ્રંથો એકઠા કર્યા છે; તે ઉપરથી માલુમ પડે છે કે, પર્વત તથા ટેકરા વગેરેમાં પોલાણ હોય છે, ને તે પોલાણમાં પાણી ભરાઈ રેહે છે. કેટલાંક પોલાણમાંથી પાણીને નિકલી જવાના કેટલાક રસ્તા હોય છે. તેમાં વાસુદેવની મૂર્ત્તિના પેટમાંની નલીની પેઠે જે ડુંગરનાં પોલાણમાં રસ્તો હશે, તે પોલાણમાંથી અનિયમિત પાણી બહાર પડતું હશે. કારણ કે વરસાદ શાલ દરશાલ એક સરખો પડતો નથી; તે માટે જમીનની શિરાને રસ્તે પાણી જઇને તે પોલાણ ભરાવાને કમી જાસતી દિવસ લાગે છે; સબબ પોલાણમાંના પાણીને નીકળવાનો મુકરર વખત નથી.

રુ૦—હવે તો આ મુનશીએ છેક અનર્થ કરવા માંડયો ને ગમે તેમ બકવા લાગ્યો.

મુ૦—વાણી દાદા, એટલી ઉતાવલ શા માટે કરો છો ? મારું બોલવું સઘળું સાંભળો; ને મ મારે ઘેર મારા ચાકરને મોકલ્યો છે; તે કેટલાક યંત્ર લાવે છે તે જુવો. પછી જે બોલવું હોય તે બોલો. યુરોપખંડમાં તથા બીજે ઠેકાણે રાજાપુરની ગંગા જેવી બીજી ઘણી ગંગાઓ છે. તેને "અનિયત કાલવાહીઝરા" એમ કહે છે. આગલના વખતમાં તે ઝરાના કારણથી ઠગ લોકોએ ભોળા અને અજ્ઞાની લોકો પાસેથી ઘણું દ્રવ્ય ધુતી લીધું છે. તે ઠગો કાંઈ વિદ્વાન્ હતા, અને કયા ગામમાં કેટલો વરસાદ બાર મહીનામાં પડયો, તેનો હિસાબ કરતાં આવડતો હતો. તે કારણથી "અનિયત કાળવાહીઝરા"ની આસપાસ વરસાદ કેટલો થયો, તેનું ગણિત કરીને, તે ઝરાના મૂળમાં જે પોલાણ છે, તે ભરાઇને કઈ વખતે વહેવા લાગશે, તેનો નિશ્ચય તે કરતા હતા. પછી બીજા લોકોને, અમને સ્વપ્ન થયું છે કે ફલાણી ઠેકાણેનો ઝરો ફલાણે દિવસે વહેવા માંડશે, એવી બડાઇ મારતા ને તે પ્રમાણે તે ઝરો તે દિવસે વહેવા લાગતો; તેથી

ઠગ લોકો મોટા સિદ્ધ પુરુષ છે, એવું બીજા લોકો સમજીને તેઓની સેવા કરતા હતા.

આટલે સુધી બોલવું થયું, એટલામાં મુનશીનો નોકર એક નાહાની પેટી લઈ આવ્યો; તે પેટી મુનશીએ ઉઘાડીને તેમાંથી કાચનો યંત્ર કહાડીને, કોટવાલ આગળ મૂકયો. પછી એક વાસણમાં પાણી લઇને મુનશીએ પ્રયોગ કરી બતાવ્યો.

ઘા૦--મુનશીજી, ફરી એકવાર પાણી ભરો.

મુ૦—એકવાર તો શું પણ દશવાર ભરી બતાવું. એમ બોલી તેણે ઘણી વખત વાસણમાં પાણી ભરી બતાવ્યું.

રુ૦—મુનશી, તમે જાદુગરની વિદ્યા સારી શિખ્યા છો. પણ આ કાચના વાસણને ને રાજાપુરની ગંગાને શું સંબંધ છે, તે હજી સુધી મારી સમજણમાં આવ્યું નથી.

મુ૦—મેં આગળ કહેલું છે કે ડુંગરમાં પોલાણ હોય છે; તે પ્રમાણે રાજાપુરના ડુંગરમાં આ યંત્રની આકૃતિ જેવી મોટી પોલાણ હશે. તેમાં જમીનની શિરાને રસ્તે પાણી પેસીને જોઇએ તેટલું ભરાય, એટલે તમારા ગૌમુખમાંથી પાણી વહેવા લાગે. પોલાણમાં એકઠું થયલું પાણી પૂરું થાય કે ગૌમુખમાંથી નિકળવું બંધ પડે.

રુ૦—તમારા જેરા બધા પંડિત હોય તો અમારે હમણા જ મસીદમાં જવું પડે. ડુંગરમાંની પોલાણ તમે પેસીને જોઇ છે?

મુ૦—ફકત પેટ ભરનાર લોકોની સલાહ પ્રમાણે ન ચાલતાં તમે પોતાની અક્કલથી વિચાર કરો તો, ખરા ખોટાનો ભેદ તમને તરત જણાઈ આવે. અમે ડુંગરમાં પેઠા નથી એ વાત ખરી છે; પણ કારલ્યા નજદીક તથા બીજે ઘણે ઠેકાણે ડુંગર કોતરીને મોટા મહેલો બનાવ્યા છે; તે પ્રમાણે કોઇ પરાક્રમી માણસ રાજાપુરનો ડુંગર ખોદાવે તો, હું કહું છઉં તેવી પોલી જગા તથા તેમાંથી પાણી બહાર પડવાનો રસ્તો છે, એ સઘળું ચાર પાંચ મહીનામાં નજરે જોવામાં આવે.

આટલું બોલવું થયા પછી કોટવાલે મુનશીને યંત્ર આટોપવાનું કહ્યું, ને હવે બસ કરો; એ વિષે કોઈ વેળા વિચાર કરશું; એવું બોલીને રુદ્રાપા તથા મુનશીને રુખશત કર્યા.

---

## વાત ૨૦.

જે દિવસે રાજાપુરની ગંગા વિષે બોલવું થયું, તેને બીજે દિવસે ગુલામઅલી મુનશી, ઘાશીરામને ઘેર ફરી આવ્યા. ત્યાં શેષાચાર્ય નામના શાસ્ત્રી બેઠા હતા, તે વખત બોલવું જારી થયું તે:—

**કો૦**—મુનશી સાહેબ, તમે કાલે ઘણી જ સારી ગંમત કરી બતાવી. હવે કાંઇ બીજી નવી મજા બતાવવા લાયક રહી છે?

**મુ૦**—અમને બીજા ઘણા ચમત્કાર માલુમ છે.

**કો૦**—આચાર્ય બાવા, આ મુનશીએ ગઇ કાલે કારલ્યાની એકવીરા દેવીના ચમત્કારિક કામ વિષે વાત કરી હતી, તે ઉપરથી એમને ઘણી માહિતી છે, એમ જણાય છે.

**આ૦**—કારલ્યાની ગુફા કાંઇ મોટી નથી. આજીટનો ઘાટ, ખાનદેશ તથા ઔરંગાબાદ એ બંનેની સરહદ ઉપર છે. તેમાં વરુલની ગુફા મોટી છે. તે ગુફામાં પાંડવે પોતાના રહેવાના ઘરની પેઠે સઘળી સગવડ કરેલી છે અને ભીત ઉપર મોટા દેવદાનવ વગેરે કોતરેલા છે. તે કોતરવાનું કામ, પાંડવ બાર વર્ષ સુધી ગુપ્ત રહ્યા હતા, તે વખત ફુરસદમાં ડુંગર કોચીને અંદરથી કરેલું છે. એવું કામ માણસને હાથે બનવાનું નહીં.

**મુ૦**—જે વાતની બરાબર માહિતી ન હોય, તે વાત ઈશ્વરકૃત છે, એમ કહેવાની તમારા બ્રાહ્મણોની ચાલ છે; પણ તે ઈશ્વરકૃત અથવા પાંડવનું કરેલું બિલકુલ નથી. હાલ જમાનાના લોકોના શોધવા ઉપરથી એવું માલુમ પડ્યું છે કે, જે જે ઠેકાણે આ દેશમાં એવી ગુફાઓ છે, તે તે ઠેકાણાના આગલા વખતના રાજાઓએ લાખો રૂપીઆ ખરચીને, પોતાને તપશ્ચર્યા કરવા તથા એકાંત બેસવા વગેરે કારણસર, એ ડુંગરમાં મહેલો માણસને હાથે કરાવ્યા છે; ને તેમાંના કેટલાક મહેલ જૈન ધર્મના રાજાએ બનાવેલા છે. તેમાં દેરા એટલે જે ગોળ ગુમટ બનાવેલા છે, તેમાં ગુજરી ગયલા રાજાઓની સમાધિ છે. આવાં મોટાં કામો કરવાની પાંડવોને વનવાસમાં એટલી ફુરસદ નહોતી, એવું તમારા ભારત ઉપરથી જણાય છે.

**આ૦**—મુનશીનું બોલવું અમે કાંઇ ખરું માનતા નથી; કારણ કે નાશકની પાસે પ્રત્યક્ષ પંચવટી કરીને ગામ વસેલું છે; તેમાં સીતાની ગુફા હજીસુધી છે. તે ગુફાની કથા રામાયણમાં લખેલી છે.

**મુ૦**—તમારી રામાયણમાં કહેલી સીતાની ગુફા તથા પંચવટીમાં જે સીતાની ગુફા છે, તે બંને જૂદી જૂદી છે; કારણ કે તમારા બ્રાહ્મણો

જે સીતાના શરીરની લંબાઇ પહોળાઈ બતાવે છે, તે પ્રમાણે સીતાનો ખરેખરો જ આકાર હોય તો, તેના શરીરનો સોમો હિસ્સો પણ હાલ નાશકની ગુફા છે તેમાં માય નહીં. પંચવટીની સીતાની ગુફા લોકોને ઠગવા સારુ માણસોએ બનાવી છે, એવું જેણે જોયું છે તે કહે છે; ને તેવી ગુફા હાલ નવી પણ બની શકે.

ઘા૦—અમારા મહારાષ્ટ્ર દેશમાં જેવું પાંડવનું આશ્ચર્યકારક કામ છે, તેવું તમારા મુસલમાન રાજાનું બનાવેલું કોઈ છે?

મુ૦—ઘણું છે, ને તે આપોઆપથી બનેલું છે એવું સાબીત થયું છે.

આ૦—તે આશ્ચર્યકારક કામ શી રીતે થયું છે તે કહો.

મુ૦—તમે જેને આશ્ચર્યકારક કામ કહો છો, તેને મુસલમાન લોક ગુફા કહે છે. તે નાહાની મોટી હોય છે. તેમાં કેટલીક પથ્થરની જમીન, એટલે ખડકમાં ચીલો પડીને બનેલી છે. કેટલીક એક બીજાને લગતી છે, ને તેમાં એક બીજામાં આવવા જવાનો રસ્તો છે, કેટલીક એવી છે કે તેની બંને બાજુએ સૂર્યનો પ્રકાશ પડે છે ને તે ગુફા સુધી નદીઓ વહે છે. તેમાં કેટલીક પાણીની વાટથી તથા જવાળામુખીના યોગથી થયલી છે. નાર્વે કરીને દેશ છે, ત્યાં એક ગુફા છે, તે જમીનની અંદર એક હજાર ફુટ ઉંડી છે. જાર્જિયા દેશમાં એક ગુફા છે, તેની ઉંચાઈ પચાસ ફુટ ને પહોળાઈ સો ફુટ છે; ને તેની લંબાઈ કેટલા કોશ સુધી છે તેનું આજ સુધી કાંઈ ઠેકાણું લાગ્યું નથી. ગ્રીસ કરીને બેટ છે, ત્યાં એક મોટી ગુફા છે તેમાં મશાલ કરીને જાય છે. તે વખત મશાલના અજવાળાથી તે ગુફાનો રસ્તો હીરાથી જડેલો હોય તેવો ચળકે છે. આઇસલાંડ કરીને બેટ છે, તેમાં જ્વાળા મુખીથી થયલી મોટી ગુફા છે; તેમાં પ્રથમ ચોર લોક રહેતા હતા, એવી દંતકથા હોવાના સબબથી "ચોરની ગુફા" એવું તેનું નામ પડેલું છે. આ ગુફાની પાસેના પર્વત ઉપર જવાળામુખીથી બળેલા પદાર્થોનો મોટો ઢગલો પડેલો છે. આ ગુફાનું મોહોડું છત્રીશ ફુટ ઉંચું અને ચોપન ફુટ પહોળું છે. તેની લંબાઇ પાંચ હજાર ફુટ ઉપરાંત છે. તેના તળીઆંથી આસરે દસ ફુટ ઉંચી, એવી એક પથરની ભીંત માણસની બનાવેલી જણાય છે. આ ગુફામાં ત્યાં રહેનારનો સુવા સારુ ત્રીસ ફુટ લાંબી અને પંદર ફુટ પહોળી એવી એક ઓરડી છે.

ઘા૦—અરે મુનશી, તમે તે આ ગપ મારો છો કે એમાં કાંઇ ખરી વાત છે?

મુ૦—ગપ મારવાનું કામ શું? મારી કહેલી ગુફામાંની કેટલીક ગુફા હજારો. લોકોએ જોયલી છે, ને તેનો જે નકસો મારી પાસે છે, તેમાં સ્કાટલંડ દેશની પશ્ચિમમાં જે બેટ છે, તેમાં સ્ટાફા નામનો બેટ છે, તેમાં ફીંગાલની ગુફા છે; તેમાં ઉંચો થાભલો મોટો કોરીને, તેમાં તરેહ તરેહના રંગ ભરી સુશોભિત કરેલા ઘુંમટના થાંભલા જેવો દેખાય છે. ત્યાંથી જમીન ઘણી જ નાહાની ને થાંભલાની કુંભી જાળીદાર પથ્થરની ફરશબંધી જેવી દેખાય છે.

આ ગુફામાં જવાનો રસ્તો ત્રેપન ફુટ પહોળો, ને એકશો ને સત્તર ફુટ ઉંચો કમાનદાર છે. તેની અંદરની લંબાઈ ૨૫૦ ફુટ છે. ત્યાં આપોઆપ થયલું એક સિંહાસન છે. તે ઉપર ચહડીને જોતાં ગુફાની સઘળી શોભા બરાબર દેખાય છે. આ ગુફાની રચના તથા શોભા જોતાં તે માણસની બનાવેલી છે એવું મનમાં આવે છે; પણ માણસની બુદ્ધિ અને કારીગરી કરતાં તેની રચના અધિક ચમત્કારિક છે. આ ગુફાનો નકશો, કોટવાલ સાહેબ, હું આપને લાવીને બતાવીશ.

એ પ્રમાણે બોલવું થયા પછી ઘાશીરામે મુનશીને, ગુફાનો નકશો તમને ફુરસદ હોય તે વખતે લાવીને બતાવજો, એમ કહીને રજા આપી.

---

## વાત ૨૧.

ચાર પાંચ દિવસ પછી ગુલામઅલી મુનશી કેટલાક નકસા લઇને ઘાશીરામ પાસે આવ્યા ને તેને દેખાડવા લાગ્યા. તે વખત ત્યાં ઘણા લોકો બેઠા હતા. તેમાં મહાદેવભટ સપ્તર્ષિ નામના એક બ્રાહ્મણ વૈદ હતા. કોટવાલ નકશો જોવા લાગ્યા, તેમાં જ્વાળામુખીનો નકશો જોઇને આ આગ ક્યાં લાગી છે, એવું તેણે પૂછ્યું? તે ઉપરથી બોલવું શિરુ થયું તેઃ—

મુ૦—આ જ્વાળામુખી છે.

મ૦—જોઉં જોઉં, જ્વાળામુખી કેવો છે? આપણા શાસ્ત્રમાં એવું કહેલું છે કે ઇશ્વરે અગ્નિ ઉત્પન્ન કર્યો તે વખત અગ્નિને રહેવાની જગા નહોતી, તેથી જમીનમાં દાટયો. તે કારણથી હોમ હવન કરવાનું કામ જમીન ઉપર કરવું પડે છે; માળ ઉપર કરતા નથી; અને હોમ હવન કરતી વખત જમીનમાંથી અગ્નિ બોલાવવો પડે છે. જમીનમાં રાખેલા અગ્નિમાંથી થયલો જ્વાળામુખી છે, એવું સંભળાય છે. તેમાંનો એ જ્વાળામુખી હશે.

મુ૦—કોટવાલ સાહેબ, ભટ૭ કહે છે, તેમાંનો એ જ્વાળામુખી નથી. આ નકશામાં જ્વાળામુખી ધુમાડા જેવો દેખાય છે. તેમાંથી કદી બળેલી ધાતુ નિકળે છે; રાખ તથા રેતી નિકળ્યા જ કરે છે; ને પાણી, કીચડ, બાફ તથા વાયુ તેમાંથી નીસરતો જ જાય છે. ઘણું કરીને જ્વાળામુખીનો આકાર શિખર જેવો છે, ને તેની ટોચ પાસે નાહાના ગોળ કુંડ છે; તેને મુખ કહે છે. આ પ્રમાણે જ્વાળામુખીઓ સમુદ્રની સપાટીથી કાંઇ ઉંચા, ને મેદાન જમીનમાં કેટલાક પર્વતની ઉપર, ને કેટલાક તેની પાસે હોય છે. તેમાં યુરોપખંડમાં એટના, વિસુવિયસ તથા હેકલા એ જ્વાળામુખીઓ પ્રખ્યાત છે. તે જ્વાળા મુખીઓથી ઘણીકવાર નુકસાન થયલું છે. ઇસ્વી સન ૭૦ સૂધી વિસુવિયસ પર્વતની ઉપરના જ્વાળામુખીથી થયલા ઉત્પાત વિષે કોઈ ઠેકાણે લખેલું વૃત્તાંત જાણ્યામાં આવ્યું નથી. એ વર્ષ સૂધી જૂના જ્વાળામુખીનાં મોહોડાં ઉપર નાહાનાં ગોળ કાણાં માત્ર હતાં, ને તે ઠેકાણે ઝાડો ઉગેલાં હતાં, ને તેની આસપાસ ખેતી સારી થતી હતી. એવું છતાં સદર્હુ શાલમાં તે જગે મોહોટું તોફાન થયું, તેથી કરીને ત્રણ મોટાં શહેરનો નાશ થઇ ગયો. સને ૧૬૬૯ ની શાલમાં એટના પર્વત ઉપર જ્વાળામુખી ફાટ્યો, ને તેમાંથી ધાતુ વગેરેનો ગરમ રસ નિકળ્યો, તેનો રેલો દરીઆ સૂધી જતામાં ચઉદ શહેર તથા કેટલાંક ગાંમ બળીને ખાખ થઈ ગયાં. અમેરિકાખંડમાં એંડીઝ નામનો પર્વત છે; તેની ઉંચી ટોચો ઉપર હમેશ જ્વાળામુખી લાગ્યા કરે છે; તે ફાટવાથી મોટો ધરતીકંપ થાય છે. તેમાં એક જવાળામુખીની આસપાસ બે કોશ ચોરસ જમીન, ઇસ્વી સન ૧૭૫૯ માં ભાદરવા મહીનામાં પાંચસે ફુટ ઉંચી એકાએક ઉપર ઉંચકાઇ આવી, ને આસરે બે કોશ ચોરસ જગામાંથી જ્વાળા બહાર નિકળવા લાગી. બળેલા પથ્થરોના કડકા રાખમાંથી બહાર ઉડવા લાગ્યા, ને તે જમીન દરીઆની પેઠે ગાજવા લાગી; ને તે બંને બાજુના બળતા કુંડમાં પાણી પડવાથી વધારે અગ્નિ ઉઠતો હતો. આ પ્રમાણે જ્યારે જ્વાળામુખીઓ ફાટે છે, ત્યારે મોટો ગડગડાટ થાય છે, ને તેમાંથી બાફ નિકળે છે; તેથી કરીને મોંડું ખુલ્લું થઇને તેમાંથી મોટો અવાજ તોપોના જેવો થાય છે.

મ૦—ઠીક હવે જ્વાળામુખી શિવાય બીજાં શાનાં ચિત્રો મુનશી સાહેબ લાવ્યા છે, તે જુવો. (એવું કહીને ખોટો અગ્નિ એવું નામ જે ચિત્રની નીચે લખેલું હતું તે ચિત્ર હાથમાં લઇને આ શું છે? એમ બોલી તેને પૂછવા લાગ્યા.)

મુ૦—વૈતાળની સ્વારી નિકળે છે, તે વખત તેની સાથે મશાલો હોય છે, એવી તમારી સમજણ છે; તે જ મુજબની એ મશાલો છે.

ઘા૦—વેતાળના નોકરો મશાલ લઇને જાય છે કે શું?

મુ૦—એ મશાલો યુરોપખંડની છે, ને ત્યાં તમારા વૈતાળ તથા ભૂતનો પ્રવેશ નથી.

ઘા૦—એ શામાંથી નિકળે છે?

મુ૦—જેમ આ દેશના લોક સમજે છે કે, પિશાચ આવી મશાલ હાથમાં લઇને સ્મશાન ભૂમિ તથા રણભૂમિ વગેરે ઠેકાણે રાત્રે ભમે છે; તેમ જ તે ખંડના લોકો પણ તે ઉજેશનું કારણ ભૂત છે, એવું સમજીને તેને આગળ ભૂતનું નામ આપેલું હતું.

ઘા૦—ત્યારે હમણાં શું સમજે છે?

મુ૦—હમણાં શોધ કરતાં એવું માલુમ પડ્યું છે કે, ભૂત થકી આ મશાલો નિકળે છે, એવી જે સમજ પહેલાં હતી તે બીલકુલ અજ્ઞાનની જ હતી. એવું અજવાળું નિકળવાનું કારણ એ છે કે, કીચડ તથા ભીજેલી જગા, તથા ભરાઈ રહેલા પાણીમાં જનાવર તથા ઝાડ સડીને તેમાંથી લાગી ઉઠી ધુમાડો નિકળે છે. તેને અંગ્રેજીમાં "ગ્યાસ" કરીને કહે છે. જ્યારે આવી જગોમાંથી પાણી બહાર કહાડી નાખી, તે જગા કોરી કરે છે, ત્યારે તે ઠેકાણે ખેતી થાય છે. ધુમાડો બંધ થયા શિવાય ઉજેશ નિકળતો નથી. એવી વાતો ઘણા પ્રાંતોમાં બનેલી છે; અને આ ઉજેશ જે જગેથી નિકળે છે, ત્યાં માણુસ જાય તો તેના વેગથી તથા મોહોડાના શ્વાસથી, તેની આસપાસની હવા હાલીને, તેની પાસે પહોંચવાથી મશાલો માણસથી દૂર નાસી જાય છે; વાસ્તે તે જ્યાં હોય, તે ઠેકાણે હળવે હળવે જઇને, તેની તરફ પીઠ કરી હાથમાં કાગળનો કડકો લઈ તે દીવેટને લગાડી કોઈ કોઇએ સળગાવી જોયો છે; એવી વાત અનુભવમાં આવી છે. જે ઠેકાણેથી તે ઉજેશ પહેલો નીકળે છે, તે ઠેકાણે દિવસની વખતે જઇને ત્યાંથી ગ્યાસ એટલે ધુમાડો આપણા ઘરના દીવાને લગાડિએ તો સળગે છે. આ ઉજેશ જમીનથી ત્રણ ફુટ ઉંચો દેખાય છે. ઈટલી દેશમાં આપીનાઇન્સ કરીને પર્વત છે; તેના શિખર ઉપર બરફ સળગીને જ્વાળા નિકળતાં એકાદ આદમીના જોવામાં આવ્યું છે. ઇસ્વી સન ૧૬૯૩ માં ઈંગ્લિંડની પશ્ચિમમાં વેલ્સ કરીને દેશ છે; ત્યાં ઘાસની ગંજી સદરહુ લખેલા પ્રકારના "ગ્યાસ" એટલે ધુમાડાથી બળી ગઇ હતી.

**મ૦**—કોટવાલ સાહેબ, મુનશીએ ઘણોજ શોધ કર્યો છે. આ બીજું ચિત્ર દાઢીવાળા બાવાનું કેવું છે તે જોઇએ.

**મુ૦**—જુવો મહારાજ, એ શું છે તે કહો.

**મ૦**—વાઘ ગરજના કરતો બેઠેલો છે.

**કો૦**—ભટજી બાવા, મને દેખાડો (એમ કહી પોતાના હાથમાં ચિત્ર લઇને) નહીં નહીં, વાઘ નથી. આપણે અહીઆં વેરાગી લોક નીલ કરીને કાળાં વાંદરાં ખાંધ ઉપર લઇને ફરે છે; તે પ્રમાણે આ વિલાતી ગોરો વાંદરો છે. કેમ મુનશી, હું કહું છઉં તેમ જ છે કે નહીં?

**મુ૦**—એ વાઘ નથી ને વાંદર પણ નથી. એ ઓરત છે. એનું નામ **આ**ગસ્ટાબાર્બરા હતું. એ મડમને ઇસ્વી સન ૧૬૫૫ ના વર્ષમાં લોકો પૈસા આપી જોવા એકઠા થતા હતા; તેના બાપનું નામ **અ**ર્શલીન હતું. તે વખત એ મડમની ઉમર વીશ વર્ષની હતી, ને તેને પરણ્યાને એક વર્ષ થયું હતું. તેના સઘળા શરીર ઉપર તથા મોહોડા ઉપર પીળા રંગના વાંકા ઉનના જેવા નરમ બાલ હતા, ને તેને ધોરી દાઢી ઉગી હતી, તે તેના કમરપટ્ટા સૂધી પહોંચતી હતી. તેના લાંબા ઝુમખા નીચે લટકતા હતા, તેના ધણીનું નામ **વા**બેક હતું. તે તેને લઇને યુરોપખંડમાં અનેક દેશમાં ફર્યો હતો, ને ત્યાંથી ઇંગ્લંડ ગયો હતો.

**ઘા૦**—મુનશી સાહેબ, તમારા એ ચિત્રો માહારી પાસે મૂકી જાઓ; ને આપને વળી જ્યારે ફુરસદ મળે ત્યારે મહેરબાની કરી પધારજો.



## વાત ૨૨.

બીજે ત્રીજે દિવસે **મહમદઅલી મુનશી** પાછા કોટવાલને ઘેર આવ્યા. તે વખત કોટવાલની પાસે **મ**હીપત જોશી બેઠા હતા. તેની રુબરુ મુનશીના ચિત્રમાંથી એક ચિત્ર હાથમાં લઇને, એ ઝાડ શાનું છે એમ કોટવાલે પૂછવા ઉપરથી બોલવું જારી થયું તેઃ—

**મુ૦**—આ દેશમાં તથા બીજા સઘળા દેશમાં જમીન ઉપર વંટોળિયો થાય છે, તે હંમેશ જોવામાં આવે છે. તેમજ રેતીના મેદાનમાં ને જંગલમાં વંટોળિયો થાય છે; ને તે જ પ્રમાણે દરીઆમાં થવાથી પાણી ઉડે છે.

**જો૦**—આપણે અહીઆં વંટોળિયાથી જમીનપર ધૂળ ઉડે છે, તેમ દરીઆમાંની ધૂળ ઉડીને ક્યાં આવે છે?

ઘા૦—વંટોળિયો એ પિશાચનો ખેલ છે. તેમાં નહાનાં છોકરાં હાથ આવે તો પિશાચ તે છોકરાંઓને આસમાનમાં ઉડાવી લઇ જાય છે; એવી વાત સઘળાના સાંભળવામાં આવી છે. ત્યારે એ પિશાચ દરીઆના તળિયાની માટી કહાડીને ઉપર ઉડાવી ન દે શું? પિશાચનું જોર જેવું તેવું નથી, તે તો જોશીબાવા, આપ જાણો જ છો.

સુ૦—આપને ઝાડ સરખું જે આ નકસામાં દેખાય છે તે ધુળ નથી; ને દરીઆના તળિયામાં માટી પણ નથી. તેમાં કદાચ આપના કહ્યા પ્રમાણે પિશાચ ધુળ દરીઆમાંથી ઉડાડવા લાગ્યા, તો તેને તે ઠેકાણે બીલકુલ ધુળ મળવાની નહીં. તેમ જ દરીઆનો વંટોળિયો જમીન ઉપર થઇને હજારો કોશ દૂર જે ઠેકાણે પાણી હોય, ને દરીઆની ભરતી કોઇ કોઈ ઠેકાણે પાંચ માઇલ એટલે અઢીકોશ સૂધી જાય છે; ત્યારે આ ઝાડના જેવી આકૃતિ દરીઆનું પાણી ફુંવારા માફક ઉંચું ઉડીને થાય છે.

ઘા૦—દરીઆમાં ફુવારો શી રીતે ઉડે છે તે કહો.

સુ૦—કાળાં વાદળાં થઈ આવવાથી કોઇ વખત સમુદ્ર ઉછળે છે, ને બસો હાથ આસપાસ મોટા વેગથી ચકરભમર ફરે છે; ને તે સઘળી ગતિ ચારે તરફથી એકઠી થઇને મધ્ય ભાગમાં આવે છે. તે થકી વરાળ એકઠી થાય છે. તે વરાળનો આકાર ગાયના પુછડા જેવો થઇને તેની નાગના જેવી આકૃતિ થાય છે, ને તે વરાળ કાળાં વાદળાંની તરફ જાય છે, ને ઉપરનાં વાદળાં પણ તેમ જ વિખેરાઇને નીચે આવે છે. એ પ્રમાણે બંને તરફની વરાળો હળવે હળવે એક મેકની પાસે આવીને મળી જાય છે. બાદ પવનના જોરથી તે મળી ગયેલો ભાગ ચારે તરફ ફરે છે, ને કદી કદી મોટો અવાજ થઇને ફાટી જાય છે, ને બાફનો સંગમ અંદરથી પોલો હોય છે; ને તેમાંથી દરીઆનું પાણી ઉંચું ચડે છે; તે ઝાઝમાં બેઠેલા લોકોના જોવામાં સ્પષ્ટ આવે છે; ને તે વખત દરિઆ એટલો બધો ઉછળે છે કે એ પાણીના સપાટામાં એકાદ ઝાઝ આવ્યું, તો તેમાંથી મોટી મુશ્કેલાઇથી બચે છે. એ પાણીનો થાંભલો નહાનો નહાનો થઇને આખરે બિલકુલ દેખાતો નથી. આ જાતનો વંટોળિયો દરીઆમાં ન થતાં વરસાદથી પણ ઉત્પન્ન થાય છે; ને તેમાંથી ગંધકના જેવી ગંધ, વીજળી અને પાણી નિકળે છે. ઇસ્વી સન ૧૭૧૮ માં એવો વરસાદમાંથી નિકળેલો વંટોળિયો, ઇંગ્લંડની ઇશાનદિશામાં લાંકેશાયર શહેર છે ત્યાં થયો હતો. તે વખત સુમારે પાંચ કોશ લાંબી તથા સાત ફુટ ઉંડી જમીન ફાટી ગઇ હતી. એવો વંટોળિયાનો ભાગ સાત હજાર ફુટ સૂધી ઉંચો જતો દેખાય છે; ને

તેની આકૃતિ તથા રંગ બદલાય છે. દરીઆમાં વટોળિયાનો વ્યાસ સોથી તે હજાર ફુટ સુધી હોય ત્યારે દેખાય છે, ને તેનો મધ્ય ભાગ બે અથવા ત્રણ ફુટ કરતાં વધારે પહોળો દેખાતો નથી. આ વંટોળિયો ઘણું કરીને અરધા કલાકથી વધારે વાર ટકતો નથી. તેના ફરવાનો કાંઇ નિયમ નથી. કોઇ વખત જલદી ને કોઇ વખત ધીમે ધીમે ફરે છે. વંટોળિયાનો વેગ ઘણો હોય છે ત્યારે તેનાથી મોટાં ઝાડો ભાંગી પડે છે, તોપો ઉથલી પડે છે ને ઘરો ઉપરનાં છાપરાં ઉડી જાય છે. નાના નાના પદાર્થો દશ કોશ સુધી ઉડી જાય છે. જો કદી તળાવમાં વંટોળિયો થાય છે, તો તેનું પાણી એક ક્ષણમાં જતું રહે છે.

ઘા૦—અરે મુનશી! તમે તો એક રત્ન છો. તમારી ખુબીની ધારણા થઇ શકતી નથી. આ બીજાં ચિત્રોમાં બાર જણાં છે, તે કેવાં છે તે કહો.

મુ૦—તમારા બાર મહીનામાં બાર સંક્રાંતિ આવે છે, તેનું કારણ એવું છે કે, આકાશમાં બાર રાશિઓ છે. તેમાંની દરેક રાશિનો સૂર્ય એક માસ સૂધી રહે છે. બારે રાશિની આકૃતિ આ નકશામાં બતાવી છે.

ઘા૦—આ નકશામાં કહાડ્યા પ્રમાણે રાશિઓની આકૃતિ છે કે નહીં, તે જોશીબાવા, તમે જોઇને કહો.

જો૦—એ મુસલમાનને એવી વાતોની શું ખબર હોય? અમે જ્યોતિષ્ શાસ્ત્રનું અધ્યયન કરેલું છે, તેમાં એવા મેંઢા, બકરી, કરચલો તથા મચ્છ કચ્છ કોઇ જગે કહાડેલા જોયા નથી.

મુ૦—મારી પાસે એક દુરૂબીન છે; તેમાંથી જોશીબાવાની મરજી હોય તો, આજ રાત્રે મેંઢા, બકરા તથા કરચલો એ સઘળું તમોને બતાવું.

ઘા૦—બારે રાશિનાં નક્ષત્રો સ્થિર છે કે ચળ છે?

મુ૦—તે નક્ષત્ર ચળ નથી. રાશિચક્ર કરીને જે રેખા છે, તે રેખા ઉપર બારે રાશિઓ છે.

જો૦—કોટવાલ સાહેબ, શાસ્ત્રની બાબતમાં એ બિચારા મુસલમાનને શાની ખબર હોય? એની બુદ્ધિ આપણે લઇએ તો આપણે જનોઇવાળાને બાધ આવે.

મુ૦—અરે જોશીબાવા, તમે માત્ર નામના જોશી જણાઓ છો. તમારા જ જ્યોતિષ્ ગ્રંથમાં મારા કહ્યા પ્રમાણે બાર રાશિની આકૃતિ બતાવેલી છે. અગર જો તેમ નથી, તો જન્મોત્રીઓનાં મોટાં ભુંગળાં સો

બસો રૂપીઆ ખર્ચીને મોટા લોકો કરાવે છે; તેમાં બકરી, મેંઢો, કરચલો, વીંછુ, વગેરેનાં ચિત્રો હોય છે તેનું શું કારણ?

**જો૦**—તે ચિત્રો કાંઇ આકાશમાંના છે?

**મું૦**—હા, આકાશનાં છે. અગર તમને માહીત નહીં હોય તો તમારા કરતાં જાસ્તી માહીતગારને પૂછી આવો.

**જો૦**—સારું પૂછીશ; પણ તમારા બોલવા ઉપર અમને બિલકુલ ભરોસો નથી.

**કો૦**—હશે, મુનશી, બીજાં ચિત્રો જોવાનાં રહેલાં છે, તે આવો જોઇએ.

---

## વાત ૨૩.

**ગુ૦**—મુનશીએ લાવેલા નકશામાંથી અમેરિકાખંડમાંના બ્રેઝિલ દેશનો નકશો હતો. તે જોઇને આ નકશામાં લોકો શું કરે છે, એવું ઘાશીરામે પૂછવાથી બોલવું જારી થયું તે:—

**મુ૦**—એ લોકો હીરાની ખાણમાંથી હીરા શોધે છે.

**ઘા૦**—હીરા કઇ કઇ જગેથી હાથ લાગે છે, તે તમને માલુમ છે?

**મુ૦**—હા, થોડું ઘણું માલુમ છે. અવલ હીરા હિંદુસ્થાન શિવાય બીજે કોઇ ઠેકાણે મળતા નહોતા. સને ૧૭૨૮ માં અમેરિકાખંડમાંના બ્રેઝિલ દેશમાં હીરાની ખાણ છે એવી ખબર મળી. ત્યાર પહેલાં દક્ષિણ હિંદુસ્થાનમાં કૃષ્ણા નદીને કિનારે ગોવલકોંડા પ્રાંત છે. તે હીરાની ઉત્પત્તિ વિષે પ્રખ્યાત હતો. જે ઉમદા હીરાનું બ્યાન કેટલાક ગ્રંથોમાં છે, તેમાં હિંદુસ્થાનની સલતનતનો હીરો સઘળા કરતાં ઉમદા હતો, એવું લખેલું છે. તેનું નામ કોહિનુર એટલે તેજનો પર્વત, એવું છે. તેની આકૃતિ ખબૂતરના ઇંડાના વચમાંથી બે ભાગ કરીએ, તેના એક ભાગ જેવડી છે. એ હીરો ગોવલકોંડામાંથી હાથ લાગ્યો હતો. ઇસ્વી સનની શરુઆતમાં તે હીરો ઉજ્જણના રાજા પ્રતાપસુરની પાસે હતો. તેની પાસેથી તેના વંશના રાજા જે મધ્ય હિંદુસ્થાનમાં થતા ગયા, તેને હાથ આવતો ગયો. બાદ ઇસ્વી સન ૧૪૦૦ નો શરુઆતમાં મુસલમાન લોકોએ માળવાનું રાજ્ય લીધું; તે વખત કોહીનુર હીરો દિલ્લીના સુલતાન અલ્લાઉદીનને હાથ ગયો. પછી બાબર બાદશાહે હિંદુસ્થાનમાં પોતાનો અમલ બેસાડ્યો; તે વખત તેના હાથમાં એ હીરો સને ૧૫૨૬ માં આવ્યો. ત્યારબાદ

પહેડી દરપહેડીએ ઔરંગજેબના વંશમાં ત્રીજી પહેડીએ મહમદશા થયા, તેના હાથમાં આવ્યો. તેની પાસેથી ઈરાનના નાદીરશાહે સને ૧૭૩૯ માં હિંદુસ્થાન તાબે કર્યું, તે વખત તેના હાથમાં ગયો. નાદીરશાહ મરી ગયા પછી તે હીરો એહેમદશાહ કાબુલીના હાથમાં આવ્યો.

ઘા૦—એ કોહિનુર હીરાનું વજન તથા કીમત કેટલી છે?

મુ૦—તેનું વજન ૧૮૬ રતિ છે. તેને ઘસીને પહેલદાર કરેલો છે. જે વખત તે ખાણમાંથી નીકળ્યો, ને ઘસેલો નહોતો, તે વખત તેનું વજન ૯૦૦ રતિ હતું અને અજમાએશે તેનું તોલ ૧૮૬ રતિ ઠરવાથી તેની કીંમત પચાસ લાખ રૂપીઆની થઇ હતી.

ઘા૦—તે હીરો હાલ કોની પાસે છે; ને તે મુજબના બીજા મોટા હીરા છે કે નહીં?

મુ૦—તે હીરો હાલ અફગાનીસ્થાનની રાજધાની કાબુલ શહેર છે, ત્યાંના એક સરદારની પાસે છે.* હવે બીજા મોટા હીરાની વાત મારા વાંચવામાં આવી છે તે કહુંછું.

૧ ફ્રાન્સ દેશના બાદશાહનો હીરો છે, તેને પીટનો હીરો કહે છે. તેનું વજન ૧૩૬¾ રતિ છે. તે એક તસુથી કાંઇ વધારે લાંબો પહોળો છે, ને પોણા તસુથી અધિક જાડો એટલે ઉંચો છે. તે હીરો ગોવલકોંડામાંથી જડ્યો હતો. તે મદ્રાસના પીટ સાહેબ નામના ગવર્નર હતા, તેણે આસરે બે લાખ ચાર હજાર રૂપીઆ આપીને વેચાતો લીધો ને તે વિલાત લઈ ગયા. તેની પાસેથી તેર લાખ રૂપીએ તે હીરો ફ્રેંચના રાજાના પ્રધાને લીધો.

૨ ટસ્કની નામનો યુરોપખંડમાં દેશ છે, ત્યાં રાણાનું રાજ છે. તેનો હીરો ૧૩૯½ રતિ વજનમાં છે. તેની કીમત વજન ઉપરથી આસરે પંદર લાખ છત્રીસ હજાર આઠસો વીસ રૂપીઆની છે.

---

* કોહીનુર હીરો સને ૧૮૧૩ ઈસ્વીના વર્ષમાં કાબુલના સરદાર સાસુજાના હાથમાં આવ્યો. બાદ પોતાના હોદ્દાથી ઉતરવાને લીધે, અંગ્રેજ સરકારના મુલકમાં આશરો મેળવવા પંજાબમાં રણજીતસીંગના દેશમાં આવ્યો હતો. તે વખત એ હીરો સાસુજાની પાસે છે, એમ રણજીતસીંગને માલુમ પડવાથી તેણે તેની પાસેથી જબરદસ્તીથી લઈ લીધો. રણજીતસીંગ ગત થયા પછી તેનું રાજ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું. તે વખત તેની સાથે એ કોહીનુર હીરો પણ હાથ આવ્યો. તે હાલ આપણી મહારાણી વિક્ટોરીયાના જવાહેરખાનામાં છે.

૩ રૂશિયાના બાદશાહનો હીરો ૧૯૫ રતિભાર છે, ને તે ખબુતરના ઈંડા જેવડો છે. તે ઘસીને પહેલદાર બનાવેલો છે. તે રૂશિયાની રાણીએ લઈને તે આપનારા પુરુષને એક લાખ રૂપીઆ ઇનામ, ચાળીસ હજાર રૂપીઆની સાલ તથા ઉમરાવનો ખિતાબ આપેલો છે.

૪ પોર્તુગાલના રાજાનો હીરો ૧૬૮૦ રતિભાર છે, ને અનુમાનથી તે હીરો ખડબચડો બેરંગી પોખરાજ જેવો છે; ને તેના વજન ઉપરથી કીમત કરતાં પાંચ ક્રોડ ચોસઠ લાખ અડતાળીસ હજાર રૂપીઆની છે.

**ઘા૦**—કોહીનુર હીરો મૂળ આ દેશની રાજધાનીનો હતો, તેથી **શ્રીમંત સવાઇ માધવરાવને** લાયક છે.

**મુ૦**—શ્રીમંતની મરજી હોય તો **કાબુલ કંદહાર** ઉપર ચહડાઇ કરી, તે હીરો લાવવાની તજવીજ કરે.

**ઘા૦**—કાબુલ કંદહારના લોકો સાથે **પાણીપતમાં** લડાઇ થઇ હતી. તેમાં ખુદ **નાના સાહેબ** હતા. તે એ લડાઇ વિષે વાત કહે છે; તે ઉપરથી **અફ્ગાન** લોક ખરેખરા રાક્ષસ છે એવું ભાસે છે. હાલ શ્રીમંતની ઉમર નહાની છે. તે મોટા થયા પછી તોપખાનું તથા સ્વાર શિરબંદી ફિરંગીના જેવું તૈયાર કરી **કાબુલ** ઉપર ચહડાઈ કરવી કાંઇ મુસ્કેલ નથી.

## વાત ૨૪.

**ઘા૦**—આ બીજા ત્રણ નકશા શાના છે?

**મુ૦**—વિજાપુરની સલતનતની જુમામસીદ તથા તેના ગોળ ઘુમટની મોટી ઇમારતનો, તથા **મલીકમૈદાન** ઉરફે **મહાકાળી** નામની તોપ બનાવેલી છે તેનો આ નકશો છે.

**ઘા૦**—**વી**જાપુરનો ઇતિહાસ તમને માલુમ છે?

**મુ૦**—થોડો ઘણો માલુમ છે. દક્ષિણ પ્રાંતમાં બ્રાહ્મણોનું રાજ્ય નહીં સરખું થયા પછીં **અબદુલ મુઝાફર**, જેને ઈસુફ **અદિલશાહ** કહે છે, તેણે **વિજાપુરની અદલશાઈ** સલતનત ઉભી કરી. તે સલતનત સને ૧૪૮૯ ની શાલમાં **ભીમા** નદીથી **વિજાપુર** સુધી ચાલતી હતી. બાદ **ગોમાંતક** દેશ ફિરંગી પાસેથી લઇને અદીલશાહે સમુદ્રના કાંઠાસુધી પોતાનો અમલ ગોમાંતકથી તે **મુંબઈ** સુધી પહોંચાડ્યો ને તેણે **વિજાપુરનો** કોટ બાંધ્યો. બાદ તે સને ૧૫૧૦ માં મરણ પામ્યો. તેના વંશના સાત બાદશાહ ગાદી ઉપર બેઠા; તેમાં છેલ્લા **શિકંદર અલીશાહ** થયા. તેની કારકીર્દીમાં સને ૧૬૮૯ માં

અદલશાઈ ગઈ. એવી રીતે કે, સને મજકુરમાં ઔરંગજેબે જાતે ચહડાઈ કરીને વીજાપુર હાથ કરી લીધું ને શિકંદર અલીશાહને જીવતા પકડ્યા. ત્યાર બાદ વીજાપુરનું રાજ સને ૧૭૨૪ સુધી દિલ્લીના બાદશાહના તાબામાં રહ્યું. બાદ નિજામનું રાજ દક્ષિણમાં સ્વતંત્ર થયું. તે વખત તેણે વિજાપુરનું રાજ પણ લીધું ને તેની પાસેથી પેશવાએ સને ૧૭૬૦ માં છીનાવી લીધું. તે હાલ આપના તાબામાં છે.

ઘા૦—આ નકશામાં બતાવેલી ઇમારતો તથા તોપો કોણે ને ક્યારે તૈયાર કીધી?

મુ૦—હમણા હું એક બીજાનું વૃત્તાંત વારા ફરતી કહુંછું. જુમામસીદ બાંધવાની શરુઆત સન ૧૫૬૪ ના વર્ષમાં થઈ. તે વખત અદલશાઇનો માલીક અલીઅદલશાહ પહેલાં એ ગાદી ઉપર હતો. તે સને ૧૫૭૯ માં માર્યો ગયા પછી, તેના તખત ઉપર બેઠેલા બાદશાહે એ મસ્જીદનું કામ આગળ ચલાવ્યું; પણ આખરે પૂરું થયું નહીં. એ ઇમારત ઘણી સાદી બાંધેલી છે, ને તેના સઘળા ભાગો ઘણી સારી રીતે મેળવેલા છે. તેના મેહેરાબ ઉપર સોનાને અક્ષરે અમારા ધર્મ પુસ્તકમાંનું વાક્ય લખેલું છે. ગોળ ઘુમટ છે, તે સુલતાન મહમદ અદિલશાહની દરગાહ છે. તે બાંધવાની શરુઆત સને ૧૬૨૯ ના વર્ષમાં તેજ બાદશાહે કરી. તેનું કામ સને ૧૬૬૦ માં તે મરણ પામ્યો ત્યાં સુધી ચાલતું હતું. આ ઇમારતમાં ૧૩૫ ચોરસ ફુટ દીવાનખાનું છે; ને તેની ભીત ઉપર ૬૦ ફુટ ઉંચો ઘુમટ વાળી લીધો છે. તે ઘુમટનો વ્યાસ આસરે ૧૨૫ ફુટ છે; ને તેને ફરતી ૧૦–૧૧ ફુટની અગાશી છે. ઘુમટની અંદરની ઉંચાઈ સો ફુટ છે ને તેની બહારનો વ્યાસ ૧૩૫ ફુટ છે. એટલો મોટો ઘુમટ પૃથ્વી ઉપર બીજી કોઈ જગે નથી એમ કહે છે. એક એક ખૂણામાં આઠ આઠ બાજુવાળા બુરજ છે; તેને આઠ માળ છે ને તે ઉપર ઘુમટ છે. એ ઇમારત ઘણી જ સુંદર છે ને મહારી જોયલી છે. મલીકમૈદાન વિચિત્ર તોપ ઔરંગજેબ બાદશાહે સન ૧૫૪૯ માં અહમદનગરમાં બનાવી હતી. તેનો સાંચો હજી તે જગે છે એમ કહે છે. એ તોપ મહમદ અદીલશાહ સન ૧૫૬૧ માં તાબે કરીને વીજાપુરમાં લાવ્યા ને કોટના બુરજ ઉપર જ ચડાવી. તે હજી સુધી ત્યાં છે. બાદ ઔરંગજેબે વીજાપુર તાબે કીધા પછી એ તોપ ઉપર આરબી અક્ષરે ફતેહ થયાનો સન કોતરાવેલો છે. તે હીજરી સન. ૧૦૯૭ છે અર્થાત્ ઇસ્વી સન ૧૬૮૫–૮૬ છે. એ તોપ ૧૫ ફુટ લાંબી છે; ને તેના મોહોડાની અંદરનો વ્યાસ દસ

ફુટ ને બે ઇંચ છે. તેને મુસલમાનો મામલીકમૈદાન કહે છે. તેનો અર્થ રણભૂમિનો સજા એવો છે. ગૈરમાહિતગાર લોકો તેને મુલુકમૈદાન કહે છે; ને હીંદુઓ મહાકાળી કહે છે, ને તેની પૂજા કરવા તથા તેને બકરાં તથા મુરઘાની આહુતિ આપવા જાય છે. એ તોપ અમે ખસુસ જઇને જોયલી છે.



## વાત ૨૫.

ઘા૦—(બીજું એક ચિત્ર હાથમાં લઇને બોલ્યો) આ દીપમાળ જેવું જણાય છે.

મુ૦—દીપમાળ નથી. એને "પાંપીનો સ્તંભ" કહે છે. તે મિશ્ર-દેશમાં ઐસિકંદર નામના શહેરની દક્ષિણ તરફના દરવાજાની બહાર અરધા કોશથી કાંઇક નજદીક છે. આ સ્તંભ એક આખા પથ્થરનો છે. તેની ઉપરની માંચી નવ ફુટ ઉંચી છે, અને તેની નીચેનો સ્તંભ ૯૦ ફુટ ઉંચો ને તેનો વ્યાસ નવ ફુટ છે. તે શિવાય નીચલો ભાગ ૧૫ ફુટ સમચોરસ એટલે સાઠ ફુટ પરીઘ સંગેમરમરના પથ્થરનો છે. એકંદર ઉંચાઈ ૧૧૫ ફુટ છે, એ થાંભલો ઘુંટીને સાફ લીસો બનાવેલો છે.

ઘા૦—એ સ્તંભ કોણે ને કયારે બાંધ્યો.

મુ૦—પાંપી નામનો મ્હોટો નામાંકિત સેનાપતિ રોમના રાજ્યમાં થયો હતો. તેનો જન્મ ઇસ્વી સન પહેલાં ૧૦૬ વર્ષ ઉપર થયો હતો, ને તે ઈસ્વી સન થવા પ્હેલાં ૪૮ વર્ષ પર માર્યો ગયો. તેણે ઘણાં મ્હોટાં પરાક્રમ કર્યાં છે; વાસ્તે તેનું નામ રાખવા સારુ આ સ્તંભ લોકોએ પોતાના ખરચથી તૈયાર કર્યો, એવી કલ્પના લોકો કરે છે; પણ એ સ્તંભ કોણે કોને વાસ્તે બાંધ્યો છે, તેનો પક્કો દાખલો મળ્યો નથી.

ઘા૦—એ સ્તંભ ઉપરની માંચી ઉપર કોઈ કદી ચ્હડયું હશે?

મુ૦—સ્તંભ ઘણો લીસો હોવાથી ચ્હડાઈ શકાતું નથી; પણ થોડા વર્ષ ઉપર એટલે ઇસવી સન ૧૭૮૧ ના વર્ષમાં તે માંચી ઉપર અંગરેજ જાતના ખલાસીની એક ટોળી ચ્હડી હતી. તે ટોળિએ આ સ્તંભ પોતાના જહાજ ઉપરથી જોઇને એવી પ્રતિજ્ઞા કરી હતી કે, તે ઉપર ચ્હડીને શરાબ પીવો. બાદ તે પ્રતિજ્ઞા પ્રમાણે તે ટોળી કિનારા ઉપર ઉતરીને સ્તંભ પાસે ગઈ ને તે ઉપર ચ્હડવા અનેક ઉપાય કર્યા; પણ તે સઘળા નિષ્ફળ ગયા. આખર એક પતંગ વેચાતી લાવી સુતળી બાંધી ઉડાડ્યો; ને તેને

માંચી ઉપર થઇને બીજી બાજુપરથી ઉતારીને સુવાડી દીધો. પછી તે પતંગની સુતળીને દોરડું બાંધી તે માંચી ઉપર ખેંચી લીધું, ને તે દોરડાથી એક ખલાસી માંચી ઉપર ચ્હડી ગયો. બાદ બીજાં દોરડાં લાવી બે અથવા અઢી કલાકમાં તે દોરડાની સીડીઓ બનાવી તે ઉપર સઘળા ટોળીવાળા ચ્હડી ગયા, ને પ્રતિજ્ઞા પ્રમાણે તેઓએ તે જગે દારુ પીધો. આ તમાશો જોવા સારુ આસપાસનાં હજારો લોક એકઠાં થયાં ને ખલાસીઓએ તારીફ લાયક કામ કીધું, એવું હાલ સુધી ત્યાંના લોકો કહે છે.

**ઘા૦**—એમાં અમને કાંઈ આશ્ચર્ય લાગતું નથી; કેમકે હાલમાં ઘોરપડે કરીને સરદાર છે; તેના વડીલોએ ઘુઅડ પક્ષીની કમરે દોરડું બાંધીને તેને બદામી કિલ્લા ઉપર ચ્હડાવ્યું. તે ઉપર જઇને વળગી રહ્યું; બાદ તે દોરડે વળગીને લોકો ચ્હડી ગયા ને કિલ્લો સર કીધો. ' તે ઉપરથી સતારાના મહારાજે માલોજીરણસિંહને ઘોરપડે અમીરુલ ઉમરાવનો ખિતાબ આપ્યો.

**સુ૦**—કિલ્લાના કોટમાં ને આ સ્તંભમાં આસમાન જમીનનો ફરક છે. કારણ કે કોટના પથ્થર ખરબચડા છે; તેથી ઘુઅડને પોતાનાં પગના પંજાના નખો વળગાડવાનો આધાર હતો, ને બદામી કિલ્લા જેવા કિલ્લા ઉપર અંગ્રેજ લોકો સીડી મૂકીને ચ્હડી જાય છે; ને એ સ્તંભ તો કાચના જેવો લીસો છે; તેમાં તમારી ઘુઅડ બિચારીનું શું ચાલે? વળી બદામી કિલ્લો એટલો ઉંચો પણ કયાં છે?

---

## વાત ૨૬.

**ઘા૦**—(સેંટપાલના દેવળનો નકશો હાથમાં લઇને બોલ્યો) ખરી વાત છે; પણ આ મ્હોટી ઇમારત શાની છે?

**સુ૦**—ગ્રેટ બ્રીટન કરીને ઇંહાંથી ઇશાન દિશાએ ઉત્તર સમુદ્રમાં મ્હોટો દ્વીપ છે. તેમાં ઇંગ્લંડ નામનો અંગરેજોનો દેશ છે, તેની મુખ્ય રાજધાનીનું શહેર લંડન કરીને છે. ત્યાં ખ્રીસ્તી ધર્મનું મ્હોટું દેવલ છે; તે સેંટપાલનું દેવળ કહેવાય છે. તે વિષે વૃત્તાંત એવું છે કે, જે ઠેકાણે હાલ એ દેવળ છે, તે ઠેકાણે પ્રથમ ઘણાં દેવળો બંધાયાં હતાં. તે જૂનાં થવાથી એકપછી એક પડી ગયાં. તેમાં પ્રથમ એક દેવળ રોમન લોકોએ બાંધ્યું હતું. તેની નિશાની હાલના દેવળનો પાયો જોતાં માલુમ પડી હતી. તે રોમન લોકોનું દેવળ પડી ગયા પછી તે ઠેકાણે કાન્સટેન્ટાઇન નામના બાદશાહે દેવલ બાંધ્યું હતું. તેનો નાશ થયા પછી ઇસવી સન ૬૦૩ માં સાકસની

ઓલાદના બાદશાહ ચથલબર્ટની કારકીર્દિમાં નવું દેવળ બંધાયું. તેનો નાશ સને ૧૦૮૬ માં લંડન શહેરમાં મ્હોટી આગ લાગી હતી ત્યારે થયો. ત્યારબાદ ફરી નવું દેવળ બાંધવાનું કામ શરુ થયું. તે સને ૧૧૨૧ માં તૈયાર થયું. તે હાલની ઇમારત જેટલું ઉંચું નહોતું. પછી સને ૧૫૬૧ માં તે દેવળ ઉપર વીજળી પડવાથી તેની ઘણી ખરાબી થઈ હતી. તે દુરસ્ત કરવાનું કામ ઘણા વર્ષ સુધી પડી રહ્યું. તે પાછું સને ૧૬૩૩ માં જારી થઇને પૂરું થયું. બાદ સન ૧૭૬૬ માં લંડન શહેરમાં બીજી મોટી આગ લાગી, તેમાં આ દેવળનો તમામ નાશ થઈ ગયો. ત્યારપછી જે દેવળ બંધાયું તે આજ સુધી કાયમ છે. તેનો પાયો સને ૧૬૭૫ માં નાંખ્યો, તે દહાડેથી તે કામ જારી હતું, તે સન ૧૭૧૦ માં પુરું થયું. આ પ્રમાણે એ દેવળ બાંધતાં ૩૫ વર્ષ લાગ્યાં. એ દેવળ બાંધતાં કુલ ખરચ ૧૨૨૨૪૩૭૦ રૂપૈઆ થયા હતા. આ દેવળની પૂર્વ પશ્ચિમ લંબાઈ ૫૧૦ ફુટ છે; ને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૨૮૨ ફુટ છે. નીચેથી તે ઉપરના શિખર સુધીની ઉંચાઈ ૪૦ ફુટ છે. લંડન શહેરમાં સઘળાં ઉંચાં ઠેકાણા-પરથી આ દેવલ દેખાય છે. બધી ઇમારતનો ઘેર ૨૨૯૨ ફુટ છે, ને ઉપરનો ઘુમટ ૬૦ ફુટ ઉંચો ને તેનો પરીઘ ૪૨૦ ફુટ છે. એ ઇમારત પથ્થરની છે ને તેની ચાર બાજુએ ચાર દરવાજા છે. તે દરવાજાની પાસે ઉપર જવાની સીડી કાળા પથ્થરની છે. અંદરની જમીન કાલા સંગેમરમરના પથ્થરની છે; ને અંદરના થાંભલા નકસીદાર તેવા જ પથ્થરના બનાવેલા છે. અંદર દિવાનખાનામાં બેઠકની જગા ૨૦,૦૦૦ માણસ બેસી શકે એટલી છે. એ દેવલમાં મોટો ઘંટ છે, તેનો અવાજ મધ્યરાત્રે ૨૦ માઇલ સુધી સંભળાય છે. એક સીડીથી ઉપર જતાં મધ્યમાં એક પુસ્તક મૂકવાની જગા આવે છે; તેની જમીન ૧૩૭૬ તખતાના કકડાની લોઢા તથા લાકડાના ખીલા માર્યા શિવાય બનાવેલી છે. આ ઇમારતમાં સંગેમરમરનાં પથ્થરનાં ૫૦ પુતલાં છે, ને તે ઇમારતની ચારે બાજુએ લોઢાના કઠેરા છે. તે બનાવતાં એક લાખ ચાર હજાર વીસ રૂપીયા સુધી ખરચ થયો છે. આ ઇમારતની ઉપરના માળ ઉપરથી સઘળું લંડન શહેર દેખાય છે. જે કોઇ તે શહેરમાં જાય છે, તે એ ઇમારત જોયા વગર પાછું આવતું નથી.



## વાત ૨૭.

**ઘા૦**—અરે મુનશી સાહેબ, તમે મ્હોટા મહાભારતી દેખાઓ છો. તમારી પાસે ઘણો જ સંગ્રહ છે, તેમાંથી કાંઇ ચમત્કારિક વાત તો કહો.

**મુ૦**—ફ્રાન્સ દેશમાં આવીગનન કરીને એક ઠેકાણું છે ત્યાં એક પથ્થર ખાનારને લાવ્યા હતા. તે દોઢ તસુ લાંબો, એક તસુ પહોળો ને અરધો તસુ જાડો, એવો પથ્થરનો કડકો ખાઇ જતો હતો. તે પથ્થરનો કડકો મ્હોડામાં નાંખીને ચાવીને ભૂકો કરી ગળી જતો હતો. 'એ ખાવું તેને સારું લાગતું હતું. તેનું ગળું ઘણું મ્હોટું ને દાંત ઘણા મજબૂત હતા. તેનો કોઠો બીજાં માણસોના જેવો જ હતો. આ સખસ એક બેટ ઉપરથી હાથ આવ્યો હતો. તે પથ્થરની સાથે કાચું માંસ ખાતો હતો. તેને ભાખરી આપતા તો તે ખાતો નહીં ને મધ તથા પાણી ઘણી હોંશથી પીતો. જમીન ઉપર બેઠો ઝોલાં ખાધા કરતો. તેની ફસ ખોલીને લોહી કાઢ્યું હતું. તે થોડી વારમાં થીજીને પરવાળા જેવું થઇ ગયું. તે બે ત્રણ શબ્દ બોલતો હતો.

**ઘા૦**—કેટલાક સાધુ બાવાને મ્હોડામાંથી સાળિગ્રામ ને સોનું કહાડતાં અમે જોયા છે તે શું હશે?

**મુ૦**—તે સઘળો ઢોંગ છે. તેમાં મંત્ર તંત્ર કાંઇ નથી. હળવે હળવે અભ્યાસ કરી ટેવ પાડી, એટલે કાંઈ પણ ન્હાનો પથ્થર ગળીને તે બ્હાર કહાડતાં માણસ શીખી શકે છે.

**ઘા૦**—(રઘુનાથ ભટજી નજદીક, હતા, તેની તરફ જોઇને) માંત્રિક બાવા, આ મુનશી શું કહે છે?

**ભ૦**—એ મુસલમાન લોકોને આપણાં શાસ્ત્રની ખબર નહીં. તે કારણથી ખોટી ખોટી કલ્પના કરે છે. જ્યારે સઘળો ઢોંગ છે, ત્યારે અમે મંત્રે કરીને સોનાની પુતળી ચલાવીએ છઇએ; રૂપાની વાડકી ચલાવીએ છઇએ. પિશાચથી બેશુદ્ધ થએલા માણસને સાવધ કરીએ છઇએ તે કેમ?

**મુ૦**—એ સઘળી ઠગવાની વાતો છે. હમણા દિવસની વખતે અજવાળામાં સોનાની પુતળી અથવા રૂપાની વાડકી મંત્રથી ચલાવી આપો તો વધારે તો શું; પણ આપના પગ આગળ સવાસો મ્હોર નજર કરું.

**ઘા૦**—માંત્રિકબાવા, ઠીક છે, ચાલો તમારું પરાક્રમ મુનશીને બતાવી ખાતરી કરી આપો.

**ભટજી**—સૂર્ય આથમ્યા પહેલાં એવાં અઘોર કામ કરી બતાવવાની અમારા ગુરુની આજ્ઞા નથી. વળી મુસલમાન લોકોની રુબરુ અમારાથી મંત્રનો જપ થાય નહીં.

**મુ૦**—( મોટેથી હસીને ) કોટવાલ સાહેબ, ભટજી બાવાએ મોટી હરકત બતાવી! પૈસા, રૂપિઆ તથા વાડકીઓ રાતની વખત ચલાવ-

વાની કૃતિ કરનાર ફક્ત બ્રાહ્મણ જ છે એમ નથી. કેટલાક મ્હાર, ઢેડા ને મુસલમાન સુદ્ધાં એવી ઠગબાજી કરીને લોક પાસેથી પૈસા ધુતી લે છે.

**કો૦**—એ શી રીતે કરે છે, તે તમારા જાણવામાં છે?

**મુ૦**—હા, મને ખબર છે. મરજી હોય તો કરી બતાવું. એમ કહીને મુનશી બ્હાર જઈ ઘોડાની પુછડીના પાંચ દશ બાલ લાવ્યા, ને તે એક બીજાને યુક્તિથી બાંધવા લાગ્યા; તે જોઇને માંત્રિક બાવા કાંઈ બ્હાનું કરીને ઉઠવા લાગ્યા. તે વખત કોટવાલે તેને બેસવાનો ઘણો આગ્રહ કર્યો; પણ તે ન સાંભળતાં ભટજી ચાલ્યા ગયા. બાદ મુનશીએ તે બાલનો એક છેડો એક રૂપાની વાડકીને ગુંદરથી ચોટાડ્યો, ને બીજો છેડો પોતાન હાથમાં રાખીને કોટવાલ તથા બીજા કેટલાક લોકોને ઘરમાં એક કોટડીમ. લઈ ગયા, ને તે કોટડીની સઘળી બારીઓ બંધ કરી અંધારું કર્યું ને એક દીવો ત્યાં કર્યો. પછી એક હાથમાં અડદના દાણા ને એક હાથમાં બાલ રાખી, વાડકી મ્હોં આગળ મૂકીને તે ઉપર અડદ છાંટી "ચલ બે" "ચલ બે" એમ કહી પોતે ઉઠીને હળવે હળવે ફરવા માંડ્યું. તે વખત તેની પાછળ વાડકી ચાલવા લાગી. બાદ નીમાળાનો છેડો પાઘડીના તોરાએ, પગે તથા અંગરખા વગેરે ઠેકાણે બાંધીને વાડકીને બેસાડી, સુવાડી, તથા આગળ હઠાવી બતાવી. આ સઘળો પ્રકાર કરી બતાવ્યો; પણ ઘોડાની પુછડીનો વાળ કાળો હતો, તે કારણથી તે કોટડીમાં અંધારું કર્યા બાદ કોઇના જોવામાં આવ્યો નહીં. પછી એ પ્રમાણે જ યુક્તિ કરીને પૈસા તથા રૂપીઆને મીણ ચોંટાડી તે મીણની નીચે બગાઈ વગેરે ન્હાના જીવડા ચોટાડી ચલાવે છે, તે વાત સમઝાવી દીધી. તે વખત કોટવાલની પક્કી ખાત્રી થઈ. પછી કોટડીની બારીઓ ઉઘાડી નાંખીને બોલવું થયું તેઃ—

**કો૦**—મુનસી સાહેબ, તમે ખુબ કરી! હવે પિશાચ નડે છે ને તેથી માણસ તરેહવાર ચમત્કાર કરે છે તે શું છે તે કહો.

**મુ૦**—સઘળાનાં ધર્મ પુસ્તકમાં ફિરસ્તા, રાક્ષસ તથા દેવદૂત છે, એવું કહેલું છે, ને તેની અનેક જાતિ છે. તેમાં કેટલાંક સારા સ્વભાવનાં ને કેટલાંક નઠારા સ્વભાવનાં છે. તેમાં બીજી પદવીનાં ભૂતને દેહ હોય છે, એવો પણ કોઇનો મત છે. તેઓની કદાચ પરમેશ્વરે એવી યોની ઉત્પન્ન કરી હોય તો તે ભૂત તમારા મારા ઘરમાં આવીને પીડા કરે છે, એ સમજણ ખોટી છે; કારણ કે માણસના શરીરની રચના ઘડિયાળની અંદરના યંત્ર જેવી છે; ને તે ઘડિયાળમાંના યંત્રને હવા તથા પાણી લાગવા ન દેતાં તથા ધક્કો અથવા ઠોકઠાક ન કરતાં એમને એમ સંભાળી રાખી વખતસર કુંચી

આપીએ, ને જે જગે તેલ લગાડવાનું હોય ત્યાં પ્રમાણુસર બરાબર વખતે લગાવીએ તો તે યંત્ર ઘણાં વર્ષ સુધી બગડે નહીં; ને તે જ પ્રમાણે માણસના શરીરની તજવીજ રાખી હોય ને ખાવા પીવાનો નિયમ બરાબર રાખ્યો હોય તો તે આરોગ્ય રહે, એવું જૂનાં વૈદકશાસ્ત્ર લખનારાઓ કહી ગયા છે ને તે પ્રમાણના દાખલા શુદ્ધ કરી બતાવેલા છે. તેથી જો તમારા ભૂત તથા પ્રેતને દેહ છે, ત્યારે તે દેહથી તમારા અમારા મ્હોમાં, નાકમાં અથવા કાનમાં પેશી જાય છે એ વાત માનવા જોગ નથી; પણ કેટલાક રોગ છે, તે વાયુરૂપે શરીરમાં પ્રવેશ કરે છે, અથવા બીજાં અનેક કારણથી શરીરમાં ઉત્પન્ન થાય છે; તે થકી માણસ ભ્રાંતિમાં પડી બેશુદ્ધ થાય છે, ને તે બેશુદ્ધપણામાં ગમે તેમ લવે છે ને કામ કરે છે. એ વાતના દાખલાની ઉંઘમાં ઉઠીને ચાલનાર તથા કામ કરનાર માણસોનાં કાન ઉપરથી ઘણી સાબીતી થાય છે.

ઘા૦—ડાકેણ, ચૂડેલ ને સ્મશાનમાંનાં પિશાચની વાતો હમેશ સાંભળવામાં આવે છે તે શું છે?

મુ૦—પિશાચ તથા ચૂડેલની વાત આ દેશમાં જેવી પ્રસિદ્ધ છે, તેવી આર્બસ્થાન તથા યુરોપખંડના અનેક દેશમાં પ્રસિદ્ધ હતી અને હાલ સુધી પણ અનેક દેશમાં મશહુર છે. કબરસ્થાનમાંથી રાત્રે પ્રેત ઉઠીને ન્હાનાં છોકરાં તથા ખુબસુરત ઓરતોનું લોહી ચૂસી લે છે, એવી સમજ હાલ સુધી છે, ને તે પ્રેતને "વાંપાયર" એટલે ચુડેલ કહે છે. જે માણસ આપઘાતથી મરે છે તે ભૂત થાય છે; ને આ કારણથી હાલ સુધી ફિરંગીના રાજમાં એવી ચાલ છે કે, કોઈએ હુંશિયારીમાં રહીને આત્મહત્યા કરી તો તેની લાસ દાટતી વખત તે લાસના બદનમાં એક મેખ આરપાર ઠોકી ઘાલે છે, કે તે મેખથી પ્રેત ઉઠી શકે નહિ ને લોકોનાં લોહી ચૂસવા તેનાથી જઈ શકાય નહિ. સને ૧૦૦૦ માં ઐસ્લાંડ બેટમાં એવું બન્યું કે, એક ઘરમાં તીસ ચાકર હતા, તેમાંના અઢાર મરી ગયા. તેઓને ભૂતે માર્યા, એમ બીજાઓને લાગવાથી ત્યાં મ્હોટી દેહશત પેદા થઇ. તે વખત ત્યાંના ન્યાયાધીશે સભા કરી, કાયદા પ્રમાણે ચોકસી કરીને આ દુષ્ટ ભૂતને દેશપાર કરવાની સજા ઠરાવી!

ઘા૦—તમે સને ૧૦૦૦ ની વાત કહી, તેને હાલ કેટલાં વર્ષ થયાં?

મુ૦—તે વાતને હાલ ૭૦૦ વર્ષ થયાં છે; પણ એટલે દૂર શા વાસ્તે જવું પડે? સને ૧૭૩૨ માં આસ્ત્રિયા દેશમાં એવો ચમત્કાર થયો કે, એક ઘાસવાળો ઘાસની ગંજી નીચે દબાઇ મરણ પામ્યો. તે

મરતાં વેંત પિશાચ થઇને રાત્રની વખતે લોકના ઘરમાં પેસી તેઓનાં લોહી ચૂસતો એવી વાત ઉડી ને તેના ઉપદ્રવથી બીજા ચાર જણુ ગુજરી ગયા, એમ લોકોના જાણવામાં આવ્યું. તે ઉપરથી તે શહેરના કોટવાલે સરકારી હોદ્દાથી કબરસ્તાનમાં જઇને, તે ઘાસવાળાની કબર તથા તેની પીડાથી મરેલા ચાર જણની કબર વિધિ પ્રમાણે ખોલાવી, ને તે પાંચે મુડદાનાં આંગમાં મેખો ઠોકાવી તે મુડદાં પાછાં દાટી કબરો પાછી દુરસ્ત કરાવી લીધી; પણ એટલાપરથી લોકોના મનની શાંતિ ન થતાં તે ઘાસવાળો તે જ મુજબ લોકોને પીડા કરે છે ને તેણે જે ઢોરોનાં લોહી સોસી લીધાં તેનું માંસ જેણે થોડું થોડું ખાધું તે મરી ગયાં, એવો મોટો હાહાકાર થયો. તે ઉપરથી સરકારના હુકમ પ્રકાણે સત્તર કબરો ખોલી તેનાં મુડદાં ઉપર ભૂત થયાનું તોહમત મૂકી, તે તોહમત તપાસ કરતાં સાબીત થવાથી તે મુડદાંને શિક્ષા ઠરાવી. તેને બાળી રાખ કરી, ને તે રાખ નદીમાં નાંખી દીધી. તોપણ લોકોના મનનું સમાધાન થયું નહિ. આખરે તે ઘાસવાળાનું મુડદું કબરમાંથી પાછું બ્હાર કહાડી છ દિવસ સુધી બહાર રાખ્યું. બાદ ફાંસી દેવાના થાંભલા પાસે દાટયું. ત્યાંથી પાછું બહાર કહાડીને તેનું માથું તથા હાથ પગ કાપી નાંખી તેનું પેટ ચીરી તેમાંથી તેનું કાળજું બહાર કહાડયું. બાદ કાળજું તથા લાસ બાળી રાખ કીધી. તે રાખ કોઇને હાથ ન લાગે વાસ્તે સંભાળીને એક થેલીમાં ભરી, તે થેલી નદીમાં નાંખી દીધી.

ઘા૦—જ્યારે એ સઘળું ખોટું છે, ત્યારે ફલાણા માણસે પિશાચ થયલું નજરે જોયું એવું ઘણા લોક કહે છે, તેનું કારણ શું?

મુ૦—તમારા લોકો ઘણું કરીને લાસને બાળી રાખ કરે છે; ને અમારા ખ્રિસ્તિ ધર્મના લોક મુડદાને દાટે છે, તેની આખરે ખાક એટલે માટી થઇ જાય છે, એ વાત દુનિઆમાં જાણીતી છે. કોઇ શ્રીમંત લોક મુડદામાં ખુશબો વગેરે મશાલો ભરે છે, પછી લાકડાની પેટી બનાવી તેમાં તેને ઘાલી, પેટી બંધ કરી ધાતુના પત્રાંથી મ્હડાવે છે; તેથી તે લાસ ઘણા વર્ષ સુધી ટકે છે. એવી લાસો મિસર દેશમાં એક મ્હોટું ભોંયરું છે તેમાં હજારો વર્ષ ઉપર મૂકેલી હાલમાં હાથ આવે છે. જે વખત માણસ પેદા થાય છે, તે વખત તેનું જેટલું શરીર હોય છે તેટલું જ તેના મરવા સુધી રહેતું નથી. તેમાં વીસ અથવા ચાળીસ વર્ષનો કોઇ માણસ મરણ પામ્યો હોય, તેના શરીરનો અગ્નિએ અથવા જમીને નાશ કર્યો હોય, ત્યાર પછી તે ભૂત થવાનો હોય તો તે કયા રૂપમાં થાય? ને પંચતત્વ જેને તમે પંચમહાભૂત કહો છો, તેમાંથી ભૂમિતત્વ જે પદાર્થમાં નથી, તે પદાર્થનો

આકાર બિલકુલ દેખાવાનો જ નહીં. ત્યારે માણુસના શરીરનો નાશ તમે અગ્નિથી કર્યો, એટલે ભૂમિ તત્ત્વ તો રહ્યું જ નહિ. પછી તેની તમારા જોવામાં આવે એવી આકૃતિ ક્યાંથી થાય? સ્વપ્નામાં જેમ દૂર દેશની ચીજ, તથા આપણા જોવામાં આવેલું માણુસ દેખાય છે, તે પ્રમાણે જાગૃત અવસ્થામાં બુદ્ધિમાં કાંઇ ભ્રાંતિ પડી જવાના કારણથી ખોટી છાયા દેખાય છે. પછી જેવું જેવું મનમાં આવે, તેવી તેવી તે છાયાની આકૃતિ થાય છે, ને ધુતારાઓ ભોળા લોકોને કપટ કરીને પણ ઘણા ફસાવે છે, તેની અનેક વાતો છે.

**કો૦**—કેટલાક પંચાક્ષરી તથા મંત્રીઓ હથેલીમાં કાજળ ચોપડીને તેમાં પિશાચ બતાવે છે તે શી રીતે?

**મુ૦**—તે સઘળું ખોટું છે. હથેલીમાં કાજળ લગાડનાર જે મંત્રી હોય છે, તેનો જ નીમેલો માણુસ તે હથેલીમાં જોનાર હોય છે. તેને શીખવી રાખ્યો હોય છે, તે પ્રમાણે તે બોલે છે. તેથી ભોળા લોકો ઠગાઈ જાય છે. ધંતર મંતર કરનાર લોક એવું કરે છે કે, કોઇ ભોળો માણુસ તેના કબજામાં આવ્યો, ને તેને ઘેર કોઈ બિમારીથી પકડાયો હોય અથવા કાંઈ દુ:ખથી ઘેરાયો હોય એવી ખબર તે મંત્રીને થઈ, એટલે માણુસની ખોપરી અથવા હાડકું અથવા લીંબુ કાપીને તેમાં સીંદુર ભરીને અથવા બીજા ઘણા પ્રકારો છે, તેમાંના કાંઈ કરીને, ખોપરી અથવા બીજો પદાર્થ કોઇને હાથે તે ભોળા ગૃહસ્થના ઘરમાં, અથવા પરસાળમાં અથવા ઠીક પડે તે જગે દટાવે છે અથવા સંતાડે છે. બાદ મંત્રી કોઇ મારફત અથવા પોતે જાતે જઇને તે ભોળા માણુસને, હું ઇલાજ કરુંછું, એમ કહે છે. બાદ તેની પાસે કાંઇ ખરચ કરાવી, ધૂપ, નાળિયેર, ફુલ, પાન તથા મેવા મિઠાઇ મંગાવી, મંડળ ભરી, પોતે આંખના ડોળા કહાડીને પોતામાં કાંઇ આવેશ આવ્યો હોય એમ અથવા બીજું કાંઇ કરીને બોલવા લાગે છે કે, આ ઘરમાં એક માણુસને અવલ દાટેલું છે, તે પિશાચ થઇને નડે છે તેનો ઉપાય છે; પણ તે કરવાને ખરચ લાગશે. બાદ પેલો ભોળો મરદ અથવા સ્ત્રી જે હોય, તે ખરચ કરવાનું કબુલ કરે છે. ત્યારે તે કહે છે કે, ભૂત થયલા માણુસની ખોપરી આ ઘરની આસપાસ પાંચ હાથના અંતર ઉપર છે, તે મંત્રથી શોધી કહાડીને તેનું વિસર્જન કરવું અથવા બાળી દેવી જોઇયે ને ભૂત થયલા માણુસની ગતિ થવી જોઇયે. બાદ ઓરત અથવા મરદ ઘણાં બીહે છે, તેથી મંત્રી ટીપ કરી આપે, તે પ્રમાણે કપડાં, પોશાક તથા ખાવાનો પદાર્થ તૈયાર કરે છે. બાદ બીજે દિવસે અથવા ત્રીજે દિવસે અથવા વગ આવે તે પ્રમાણે, તે મંત્રી પેલા ભોળા

માણસને ઘેર ધણું કરીને રાત્રે આવે છે. પછી મંડળ ભરી ધામધૂમ બતાવી નાચતો કુદતો ઘરની અંદર અથવા પરસાળમાં જઇને કોદાળી અથવા નરાજ લઇને ખોપરી પૂરેલી જગાએ તે દાટનાર માણસના હાથથી ખોદાવે છે. બાદ પોતે તે ખાડામાં હાથ ઘાલી ખોપરી બહાર કહાડી હાય હાય કરી ઉંધો ચત્તો થઇ જમીન ઉપર મૂર્છા આવી હોય તે પ્રમાણે પડે છે. બાદ સાવધ થઇને તે ખોપરી ઉપર મંત્ર બોલ્યા પ્રમાણે કરીને તે ઉપર સીંદુર તથા અડદ વગેરે નાંખીને બધાને દેખાડી પોતાના માણસોને પોતાને ઘેર અથવા બીજી કોઇ જગે લઇ જવાનું કહે છે. બાદ પોતે ઘણો જ થાકી ગયેલો હોય, તે પ્રમાણે કરી મંડળમાં મૂકેલી ચીજો પોતાને ઘેર લઇ જાય છે. આટલું થવાની સાથે પેલા બિચારા ભોળા માણસની પીડા દૈવયોગે દૂર થઇ તો થઇ, નહિ તો તેને વગર કારણે દંડ થયા જેવું થાય છે. અમે મુસલમાન લોક ભૂતને સેતાન કહીએ છઇએ, તેનો અસલ અર્થ 'દુસ્મન થાય છે. અંગ્રેજ લોક ભૂતને "ઘોસ્ટ" કહે છે, તેનો અર્થ તથા તમે ભૂત કહો છો, તેનો એકજ અર્થ પ્રેતની છાયા થાય છે, એવો અમારો મત છે.

કો૦—ફિરંગીની વિલાતમાં ઢોંગ ધતુરાવાળા લોકો છે કે?

મુ૦—ઘણા છે. તેમાંની એક વાત તમને કહું છું, તે સાંભળીને તમને આજ મ્હોટી ખુશી થશે. સને ૧૭૦૪ માં લંડન શહેરમાં એક માણસે મ્હોટા ગૃહસ્થનો વેશ લઇને હાથ નીચે પાંચ દસ નોકર રાખી, એક તાકે સામાન સહિત મિજલસી મકાન ભાડે રાખ્યું. તેમાં કેટલાક દિવસ રહ્યા પછી પોતાનો સગો ભાઇ મરી ગયો, એવો બુટ્ટો ઉઠાવી તેને સદ્‌ગતિ થવા સારુ તેની લાસને આપણ મકાન ઉપર લાવવી જોઇયે એમ કહીને, તે મડદું પોતાના મકાનમાં લાવવાની ઘરધણીની રજા લીધી. બાદ પોતાના ભાઇના મુડદાને એક સારી શોભીતી પેટીમાં ઘાલી પોતાને ઘેર લાવી ઘરમાં તે પેટી મૂકી, ને પોતે તથા પોતાના ચાકર દફન કરવાનો સામાન લેવા સારુ ગયા. તે ગૃહસ્થ રાતના બાર વાગ્યા સૂધી પાછો આવ્યો નહિ, ત્યારે ઘરધણી તથા છોકરાં માણસો, સઘળાં સુઇ ગયાં. એક દાસી ફક્ત બારણા ઉઘાડવા સારુ જાગતી હતી. તે રસોઇખાનાની કોટડીમાં ચુલા પાસે એકલી બેઠી હતી; ત્યાં એક ઉંચો માણસ તે કોટડીમાં જઇ તે ઓરતનો સામે એક ખુરસી હતી તે ઉપર બેઠો. તેને જોતાં વેંત તે ઓરતે મ્હોટેથી ચીસ પાડી ને તીરની પઠે બીજી બાજુના બારણામાંથી શેઠ તથા શેઠાણીના ઓરડામાં નાસી ગઇ, ને તેઓને જાગૃત

કર્યાં; એટલે તે પિશાચ જેવો સખસ આંગ ઉપર કપડું ઓઢેલું ને મ્હોડું પ્રેતના જેવું હતું, તે સુવાના ઓરડામાં આવી બારણા પાસે એક ખુરશી ઉપર બેઠો, ને ભયંકર રીતે ડોલા ફેરવીને ચ્હેરો વાંકો ચુંકો કરવા લાગ્યો. તેથી તે ઓરડામાં સુનારાં તેની સામે જોઈ શકયાં નહીં; ધણી અને ધણિયાણી બને ગભરાઇને મ્હોડા ઉપર લુગડું ઓઢી બિછાનામાં સુઇ રહ્યાં ને ચાકરડી પણ તેના પલંગ પાસે બેહોશ થઇને પડી. ઘરમાં ચારે તરફ ગરબડાટ ચાલ્યો, તેથી બધાને ઘણી બ્હીક લાગી. થોડીવાર પછી ગડબડ કમી થઈ, ને નિરાંત થયા પછી ઘર ધણીએ માથું ઉંચકીને ખુરશી સામે જોયું તો પિશાચ માલુમ પડ્યો નહીં; તેથી ધીરજ રાખી ઓરડાની બ્હાર આવ્યો ને જોયું તો ઘરમાંનો તમામ સામાન સરંજામ દીઠો નહીં. બાદ એવું માલુમ પડ્યું કે, એક નામાંકિત મ્હોટા ચોર આર્થર ચેમ્બર્સે તે પ્રેતનો વેશ લીધો હતો, ને જે માણસ તે ઘરમાં મુકામ કરીને રહ્યો હતો તે તેનો સોબતી હતો. આ મ્હોટો ચોર આખરે સને ૧૭૦૬ માં ફાંસીએ ગયો.

## વાત ૨૮.

**કો૦**—અરે મુનશીજી, તમે ભુતની તથા પ્રેતની ખરેખરી ખબર કીધી; પણ અમારા કેટલાક મંત્રી લોક હાથમાં કપુર સળગાવીને લે છે ને કેટલાક ધગધગતો અંગારો હાથમાં લે છે, તે શી રીતે છે તે કહેવાનું બાકી રહ્યું છે.

**મુ૦**—ભોળા લોકોને ઠગવાનો એ એક બીજો ઢોંગ છે. તમે કપુરનો સળગાવેલો કડકો જરા બારીક નજરથી જોશો તો તમને તે જ વખત દેખાઇ આવશે કે, કપુરનો કડકો ઉપરથી બળતો બળતો નીચે આવે છે. ને નીચેનો ભાગ છેવટે સળગે છે. આ કારણથી ઉપરનો ભાગ બળતો હોય તો તળેના ભાગની નીચેની ચીજને કાંઇ એકદમ આંચ લાગતો નથી. સબબ તમારા મંત્રીઓના હાથ તથા મ્હો દાઝતાં નથી. જો કપુરનો કડકો પૂરેપૂરો બળી જાય ત્યાં સુધી હાથમાં અથવા જીભ ઉપર રાખી મૂકે તો તેનાં તે અવયવો દાઝયા વગર રહે નહીં. હવે ધગધગતા અંગારા હાથમાં લે છે, તે એવી રીતે કે હળવે હળવે અંગારો હાથમાં લેવાની ટેવ પાડવી, એટલે હાથની ચામડી દાઝી દાઝીને મજબૂત થાય છે, તેથી દેવતાનો અંગારો તેવી ચામડીને બાળી શકતો નથી. એ શિવાય બીજી વનસ્પતિઓ એવી હોય છે કે, તેનો લેપ હાથે અથવા પગે કરે તો તે જગો એકદમ બળતી

નથી. હું વસ્તેવ વિષે તમોને વાત કહું તો તે સાંભળતાં જ તમારા મનમાંથી મંત્રીઓની વાત નીકળી ગયા વગર રહે નહીં.

પા૦—તે વાત કેવી છે તે સંભળાવો.

મુ૦—સને ૧૬૭૧ ના વર્ષમાં ફ્રાન્સ દેશમાં રિચર્ડસન નામનો એક અગ્નિભક્ષક પ્રખ્યાત થયો હતો. તે ધગધગતા અંગારા ઉપર ગંધકનો કડકો મૂકીને ગળી જતો હતો. તે એકાદ વખત કાચનો રસ કરીને પી ગયો. બાદ ધગધગતો અંગારો પોતાની જીભ ઉપર મૂકયો, ને કાલવ કરીને સમુદ્રના પાણીમાં પથ્થર ઉપર જીવ ઉત્પન્ન થાય છે, તે અંગારા ઉપર મૂકીને બ્હારથી બીજા પાસે ફુંક મરાવી તેને બાળી દીધો; પછી ડામર તથા મીણ, ગંધકના યોગથી પાતળું કરીને તેનો રસ પી ગયો.

કો૦—હશે, એ વાત સાંભળવા સરખી છે ખરી; પણ તમારા મુસલમાન લોકો વીરવિદ્યાથી માણસનું ડોકું કાપી ધડ નોખું કરે છે, ને મ્હોટા વજનદાર પથરા તથા લોઢાના ગોળા બારીક સુતરે માણસની આંગળિએ અથવા ખબુતરને પગે બાંધીને લટકાવે છે; ને કેટલાક કોલાટી પથ્થરના મ્હોટા ગોળાઓ ઉંચે ઉછાળી પોતાના હાથ ઉપર તથા પીઠ ઉપર ઝીલી લે છે, તેનું કારણ શું?

મુ૦—વીરવિદ્યા કહે છે એ સઘળો ઢોંગ છે. મેં આપને એક વખત અંધારામાં ઘોડાના પુચ્છડાના બાલથી રૂપાની વાડકી ચલાવી બતાવી, તે પ્રમાણે ખબુતરને પગે તથા માણસને આંગળે સુતરથી ગોળા ટાંગવાની દગલબાજીની એક રીત છે. તેમાં કાંઇ નવાઇ જેવું નથી. એ કપટ રાત્રે કરતાં ઠીક પડે છે. તેનો પ્રકાર એવો છે કે, જે કોટડીમાં વીરવિદ્યા બતાવવાની હોય છે, તે કોટડીમાં નીચેના બિછાનાનો તથા આસપાસની ભીત તથા ઉપરની છતનો રંગ એક સરખો કરે છે; ને લોઢાની શીખ કરાવી જરૂર પ્રમાણે છતે ટાંગે છે અથવા જમીન ઉપર ઉભી કરે છે, ને તે લોઢાના સળિયાનો રંગ તથા આસપાસની ભીતનો રંગ એકસરખો હોવાના કારણથી, તથા તે જગે ઉજેશ કમ રાખેલો, તે કારણથી દસ હાથ દૂર ઉભા રહેલા તમાશગીરોને તે લોઢાના સળિયા દેખાતા નથી, ને સુતરનો રંગ જૂદો હોવાથી તે સાફ દેખાય છે. આ સબબથી સુતરના જોર ઉપર પથ્થર અથવા લોઢાનો ગોળો ટંગાઈ રહેલો દેખાય છે. હવે માણસનું માથું તથા ધડ કાપેલું દેખાય છે તે હિકમત કરવાને બે માણસ જાઇએ. તેમાં એક જણને જમીનમાં દાટી ફક્ત ડોકું બ્હાર રાખે છે ને બીજા માણસને દિવાલમાં અથવા તેના ખભા સૂધી પડદો નાંખી તેનું માથું દિવાલમાં નમાવી દે છે, અથવા પડદાની અંદર બીજી બાજુએ

રખાવે છે. તે કારણથી એક માણસનું ડોકું ને બીજા માણસનું ધડ ફક્ત તમાશગીરની નજરે પડે છે, અને બકરાનું અથવા હરકોઈ જાનવરનું લોહી એક વાસણમાં ભરી લાવી, તે ડોકાની તથા ધડની પાસે છાંટે છે ને વાસણમાંનું લોહી લોકને દેખાડે છે. તે ઉપરથી ધડ ઉપરથી માથું કાપીને મૂકેલું છે, એમ લોક સમજે છે. કોલાટી લોક પથ્થરના ગોળા ઉંચે ઉછાલી ઝીલી લે છે, એ પ્રકાર જોર તથા કસરત ઉપર આધાર રાખે છે, એમાં કાંઈ તાજુબ જેવું નથી. એ કરતાં વધારે ચમત્કારિક વાત એવી છે કે, ઈટલી દેશમાં એક માણસ હતો, તે સંગેમરમરના પથ્થરનો એક થાંભલો ત્રણ ફુટ લાંબો અને એક ફુટ પહોળો હાથમાં લઈને ઉંચો ઉછાલી બંને હાથે ઝીલી લેતો, ને ફરી દડાની પેઠે વાંકોચુંકો ઉછાળી તે સાથે રમતો હતો. બીજો એક માણસ એક વખત એક ઘરમાં ચોવીસ પગથિયાં ચહડીને માલ ઉપર ગયો હતો. ત્યાં ટાઢ ઘણી હતી ને પોતાના શેઠને ટાઢ લાગવાના કારણથી તે સગડીમાં સારી પેઠે દેવતા ન્હોતો, એ સબબથી તેણે નીચે જઈને ત્યાં ગધેડાઓ લાકડાના ભારાથી લાદેલા હતા, તેમાંથી એક મ્હોટા ગધેડાને લાદેલા લાકડાં સુદ્ધાં પોતાની ખાંધ ઉપર ઉંચકી માલ ઉપર લઈ ગયો. એવા પ્હેલવાન તથા કસરતી લોકોની વાતો ઘણી છે.

**કો૦**—મુનશી તમે બ્રહસ્પતિ સરખા છો. હવે એક સવાલ કરુંછું તેનો જવાબ દઇ પછી બંધ કરો.

**મુ૦**—ઠીક છે પૂછો, માહિતી પ્રમાણે જવાબ દઇશ.

**કો૦**—માણસની ઉમર જાસ્તી છે કે ઝાડની!

**મુ૦**—દોઢસો વર્ષની ઉમરના માણસો થએલાંના ઘણા દાખલાઓ છે; ને સને ૧૭૮૦ માં એક ટેઓ નામનો માણસ ૧૭૫ વર્ષનો થઈ મરણ પામ્યો હતો; પણ ઝાડને સારું સો બસો વર્ષ તો કાંઇ નથી. પાંચથી તે છ હજાર વર્ષ સૂધીનાં ઝાડો કોઇ કોઇ જગે માલુમ પડ્યાં છે.



